# सुरेखा हरण.

## ભારતમાંનો કથા ભાગ:



બનાવનાર

વ્યાસજી વલ્લભરામ સુરજરામ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

મગનલાલ વ્રજભુખણ બુકસેલર

તથા

લલુભાઈ અમુલખ.





અમદાવાદ

"વિજય પ્રવર્તક પ્રિન્ટિંગ પ્રેસ"માં છાપ્યો.

સંવત ૧૯૫૦. સને ૧૮૯૪.

કીમત રૂ ૦-૮-૦

# સુરેખા હર્ણ.

## રાગ ધનાશ્રી.

પ્રથમ પેહેલો પાય પડુછું, શંકર સુત ગણેશ; સરસ્વતી રહો રસનાયે ખામી ન આવે લેશ. ॥ ૧ ॥ સુરેખા હર્ણનું વર્ણન કરૂં. ક્રષ્ણ તણાછે ચરીત્ર; ભકતના સુતને સાહ્યતા કીધી, કથાયે પર્મ પવિત્ર. ॥ ૨ ॥ પાન્ડવ ગયેલાછે વનવિશે, કુંવર વીદુર ઘેર; કુન્તા સુભદ્રા અભેમન્યું, રેહેછે આનંદ ભેર. ॥ ૩ ॥ બળદેવજીયે વીવા કરેલો, રાજસોઇ યજ્ઞ માંય; પોતાની પાળક પુત્રી દેવાનું. નીસ્ચે કરેલું ત્યાય. ॥ ૪ ॥ પાન્ડવ વનમાં જવાથી એમનું, મન થયું ઉદાસ; પુરણ લાગ્યા પસ્તાવાને,સુજે નહી કોઇ પાસ. ॥ ૫ ॥ વીવા કર્યો મેં અભીમન્યુનો, દૈવ દાહાડો થયો હાવો; નીરધનનો સુત આવે વરવા, મુને ન વિતે લ્હાવો. ॥ ૬ ॥ કન્યા કાળ થયો કુંવરીનો. તેડાવું અભેમાન. એકલા આવે નગ્રશું સોભે. નહોય જોડે જાન ॥૭॥ ભીસ્મ ક્રપાચાર દ્રોણ જેવાને. લાવેતાણી તોશી. સુંદરીમાં સુભદ્રા આવે. બીજી કુંન્તા ડોશી ॥ ૮ ॥ વેહેવાર કરવા વિદુર આવે. ભકત જનમના ભારે. ટીલું ત્રણ ગજનું તાણીને. છૈયા હસાવો મારે. ॥ ૯ ॥ તાલને કીડતાલ મ્હોટા મંજીરાં. વગાડીને કરે ચાળા. છપન છાપાં છાતીયે કરે; ડોકમાં દસવિસમાળા. ॥ ૧૦ ॥ ગાય ગીતાં ગોવીંદ વરનાં. ભગવત ભગવત ભણે. હોઠ બબડાવે જીભફફડાવે. ભમરા પેરે ગણગણે. ॥ ૧૧ ॥ લ્હાવો ન વિતે સંસાર રીતે. હાસ્ય કરે સહુ લોક. ગરીબને ઘેર ન દેઉં કન્યા. વીવા આજથી ફોક. ॥ ૧૨ ॥ છત્રપતી દુરીયોધન છેને. ગ્રસ્તવ્રણો ભુપાળ. ભાણુમતીછે ભામનીને લખમણ જેનો બાળ. ॥ ૧૩ ॥ તેનો વીવા કરી દેઉં કન્યા. અન્યા કહે નહી કોય. જાન જથો લેઇ ભુપત આવે. આનંદ મુજને હોય. ॥ ૧૪ ॥ એમ વિચારી વિર મોરારી. બોલાવી પુછ્યુ પ્રશ્ન; દ્વારપાળને મોકલ્યો તે. તેડી લાવ્યો શ્રી ક્રષ્ણ. ॥ ૧૫ ॥ વિઠ્ઠલ પ્રત્યે વદે વડાવિર. કલ્પના મેં એક કરી. હસ્તીનાપુરના છત્રપતીને, લખો કંકોતરી. ॥ ૧૬ ॥ પ્રભુ કહે કંકોતરી શાની. સમજાવો શુભ અર્થ; બળદેવ બોલ્યા અભેમન્યુનો, વીવા કીધો વ્યર્થ. ॥ ૧૭ ॥ નીરધન થયા સુતસતીના, વન પધાર્યા પ્રીતે; એકલો કુંવર વરવાને આવે. મુને ન લ્હાવો વીતે. ॥ ૧૮ ॥ માટે તે વીવા ફોક ક-

રીને. કરૂં હું રૂડી પેર; સુત સભાગી છત્રપતીનો. દુરીયોધનને ઘેર. ॥ ૧૯ ॥ કુરૂ રાજાના કુટુંબનો એ, લક્ષમણોછે નામ; જાનજ લાવે છત્રપતીતે. સોભી રહે ઘર ગામ. ॥ ૨૦ ॥ માટે વીવા કરૂ લક્ષમણાનો, કંકોતરી લખો વીર; એવાં વાંકા વાચક સુણી, બોલ્યા શામ સરીર. ॥ ૨૧ ॥ વડીલ વીરા આ શું વદોછો, વિરૂધી વચન એજ; સુભદ્રા ભગની પોતીકી, અભીમન્યુ ભાણેજ. ॥ ૨૨ ॥ વ્હાલાને માથે વિપત પડી, વ્હાલાના વ્હેરી થૈએ; ઉમેરો મુકી ડુંગરો પુજવા, કદી કાળે નવ જૈએ. ॥ ૨૩ ॥ વિપત વેળા સગાનો સાથી, થાય સગો તે સાચો; ઘર સોભે તેવો સુત એ છે, શું લખમણપર રાચો. ॥ ૨૪ ॥ રાજ્ય ગયું ને દ્રવ્ય ગયું પણ, નથી ગયું એનું કર્મ; એક મુકી બીજો કરવો તે, નહીં જદુકુળ ધર્મ. ॥ ૨૫ ॥ લક્ષ્મી હોય ને જતી રહેછે, ન હોય ને ત્યાં થાય; વીવા ભંગથી ભાણેજ ભગની, બેઉનાં દલ દુભાય. ॥ ૨૬ ॥ વળણ. દલ દુભાશે બેઉનાં, દેશે દારૂણ દોશ; વેણ વલ્લભના નાથનાં, સુણી વ્યાપ્યો રોશ. ॥

## કડવું: ૨ રાગ ચોપાઈ.

બોલ્યા બળદેવજી મુખ વાણી, મેં તો વાત વિરા તારી જાણી; તમે કીધાં ઘણાં વેવીશાળ, એકે ન મળ્યો એવો ભુપાળ. ॥ ૧ ॥ તેથી દલડું તમારૂં દુભાય, માટે મુને કહોછો નાય; લેઉ છત્રપતીનો હું લ્હાવો, તેથી તમે ઝાંખા પડી જાવો. ॥ ૨ ॥ કરે વિસ્વબધુ એમ વાત, સોધ્યો બળદેવે ભુનાથ; કરી ક્રષ્ણ થકી સરસાઇ, માટે દાજે બળોછો ભાઇ. ॥ ૩ ॥ એમ સુણીને વદે શામ, વિરા સુખે કરો એ કામ; લાવો લખુ કંકોતરી, પત્ર લેઇ બેઠા શ્રી હરી. ॥ ૪ ॥ બળીભદ્રજી તેમાં લખાવે, છત્રપતી શીરોમણી કાહાવે; સુભ સોભીતા દુરીયોધન, રૂપે રુડો તમારો તન. ॥ ૫ ॥ અમે તે વર માગી લીધો, અભીમન્યુનો ફેકજ કીધો; માસ વૈશાખની દવાદશી, પધારે નીરભયથી ધશી. ॥ ૬ ॥ જાન લાવજો આવજો વેહેલા, પધારો દવાદશીએ પેહેલા; લગ્ન પુરણમીને દંન, પણ પ્રથમ આવો રાજન. ॥ ૭ ॥ ચાર દન રેહેજો મુજધામ, જાન લાવો સોભે ઘર ગામ; એમ પુરણ લખી મોરારી, વદે વિર પ્રત્યે ગીરધારી. ॥ ૮ ॥ લાવો કુમકુમ છાટણાં કરીએ, માગી કંકાવટા શ્રી હરીએ; ગયા બળદેવ કંકુ લેવા, છાનું લખે દેવાધી દેવા. ॥ ૯ ॥ જોઇ વિચારી આવજો રાય, નવ્ય જાણાશ તુજ કંન્યાય;

શીંહનું ભક્ષ ન લે શીઆળ, સામો છે અરજુનનો બાળ. ॥ ૧૦ ॥ હંસ ભક્ષ શું પામે કાગ, કુવાશી ભમરાને કયાં બાગ; એમ લખ્યું છાનું છબીલે, બળદેવ વીના એકીલે. ॥ ૧૧ ॥ આવ્યા હળધર કુમકુમ લાવ્યા, પ્રભુએ છાંટણા છંટાવ્યા; તેડયા શેવક દીનાનાથ, આપી કંકોતરી તેને હાથ. ॥ ૧૨ ॥ જાવો જાદવ હસ્તીનાપુર, દુરીયોધનને દ્યો જરૂર; લેઈ ચાલ્યા અનુચર ચાર, આવ્યા પુર સભામાં જ્યાર. ॥ ૧૩ ॥ બેઉ ભુજથી જુહાર કરી, રાયને કર પત્રીકા ધરી; કુમકુમ જોઇ રાજન, વદે મામાની પ્રત્યે વચન. ॥ ૧૪ ॥ વાંચીજુઓ શુકુની મામા, ઉભા જાદવના જોધ સામા; મામા વાંચે સભાની માંય, બેઠા વિદુર ભીશમ પીતાય. ॥ ૧૫ ॥ કહે શકુની સાંભળ રાય, થયો તુજ સુતનો વીવાય; થયા વેહેવાઇ છપન ક્રોડ, થયા બળદેવને રણછોડ. ॥ ૧૬ ॥ તારા ભાગ્યનો દીવસ જાગ્યો, અભેમાનનો વીવા ભાગ્યો; એવું સાંભળતાં રાય રીજ્યો, હવે ન મળે મુજ તુલ્ય બીજો. ॥ ૧૭ ॥ જદુનાથે કારજ સુભ કરીયું, મારા કર્મનું પાંદડુ ફરીયું; પ્રભુ પાંન્ડવનું હેત તુટયું, હવે સગપણ એમનું છુટયું. ॥ ૧૮ ॥ આખી અવની કરૂં જેર, થયો ઇંદ્ર થકી સમશેર; મુજ સામુ કોઇ નવ થાય, થાયતો આવે જાદવરાય. ॥ ૨૦ ॥ એમ સુણી શકુની કેહેછે, જો લ્યા પત્ર નીચે શું લખે છે; કહ્યું છે આવજે વીચારી, લખ્યું છે નથી કંન્યા તમારી. ॥ ૨૧ ॥ એવું સાંભળી બોલ્યો ભુપાળ, લખીતંગ છે શ્રી ગોપાળ; એમની લખી વાત લ્યો શીધી, આતો મોહને મશ્કરી કીધી. ॥ ૨૨ ॥ વેહેવાઇ જાણી દેવાધી દેવ, હાંશી કર્યાની એમની ટેવ; હોય વેહેવાઇ મશ્કરી કરે, લ્હાવો વીતે મ્હારૂ મન ઠરે. ॥ ૨૩ ॥ એમ કહીને ઉઠયો રાજન; ગયો ભાણુમતીને ભોવન; રાણી પ્રત્યે કહે છે રાય, થયો પુત્ર તણો વીવાય. ॥ ૨૪ ॥ થયા વેહેવાઇ પુન્ય શ્લોક, કર્યો સત્રુનો વીવા ફોક; અભીમન્યુની કંન્યા જેહ, થઇ આપણી સુરેખા તેહ. ॥ ૨૫ ॥ આવ્યા દુત હરીના ચાર, તેડી ભાવે કરો કંસાર; તેહું સુણી રાણી હરખાણી, સજ્યા સણગાર ઉલટ આણી. ॥ ૨૬ ॥ વસ્ત્ર વીધવીધ ધારણ કીધાં, છત દેખાડવા પ્હેરી લીધાં; ફુલી ફુલાશોમાં ફરતી, તેડયા લગનીયા આદરથી. ॥ ૨૭ ॥ આપી આસન ભોજન દીધાં, સુત તણા ત્યાં વિખાણ કીધાં; મારે લક્ષમણો જેહ બાળ, ભણ્યો ગણ્યોને રૂપે રસાળ. ॥ ૨૮ ॥ બળીભદ્રનું ભાગ્ય ઉઘડીયું, છત્રપતીનું છોકરૂં જડીયું; એનાં આવ્યાંતાં માગાં અનેક, પણ મેં નવ માન્યું એક. ॥ ૨૯ ॥ વીસ્વમાં સહુનાથી મ્હોટા, અમારે શા કંન્યાના ટોટા; એમ કરી બોલાવ્યો સુત, જો-

યો જાદવે કાળો ભુત. ॥ ૩૦ ॥ લાગ્યું શેવકને મન દુખ, વર દેખીને મરડયું મુખ; કયાં હંસ અને કયાં કાગ, સોભશે નહીં કંન્યા સોહાગ. ॥ ૩૧ ॥ હળધરને ન ખોટું કેહેવાય, ધણીનું સુજ્યું ઢાંકણી માંય; આનો વેવણ ગર્વજ આણે, વરને વરની મા વખાણે. ॥ ૩૨ ॥ એવું સમજીને ઉભા થાય, માગી જાદવ જોધે વીદાય; આગના લેઇને પરવરીયા, સહુ કઉરવ હરખે ભરીયા. ॥ ૩૩ ॥ સભામાં બોલ્યો દુરીયોધન, કેવો રજળ્યો છે અભેમન; હવે ઉતર્યું પાંન્ડવ નુર, સુણી દલદુભાયા વિદુર. ॥ ૩૪ ॥ સભા વીશે ઉભા થયા, અતી ઉધ્વેગથી ઘેર ગયા; કહી કુંન્તા સુભદ્રાને વાત, સુણી અબળા કરે આંસુપાત. ॥ ૩૫ ॥ અભીમન્યું પોતાનો બાળ, ગયો ભણવાને નીશાળ; તેના જાણવામાં નથી પેર, થયો કલેશ વિદુરને ઘેર. ॥ ૩૬ ॥ બેઠા ચોક વિશે વીદુર, દુખે ઉભરાયું આપનું ઉર; રૂવે પરસાળમાં કુન્તાય, મેંડે રડયા કરે સુભદ્રાય. ॥ ૩૭ ॥ દૈવ દુખના દીવશ આવ્યા, પુર્વના દોશે દલડાં દુભાવ્યાં. ॥ ૩૮ ॥ વલણ. દલ દુભાયાં દોશથી, નેત્ર વહે જળધાર; વ્યાસ વલ્લભ એમ ઓચરે, સુણો શ્રોતા સાર.

---

## કડવું: ૩ રાગ બાવલીયાનો.

કુંન્તાજી વલવલતાંરે રે રે હો. દૈવ દહાડો રૂડીઓરે; પ્રભુ મ્હારા નવેગ્રહો થયા વાંકા, ગ્રહસ્ત મટીને થયા રઝળતા રાંકા, ઘટીમાઝા ઝાઝા જગતમાં પડયા ઝાંખા, ડુબ્યા દુનીયામાંરે રે રે હો. અન્યોદક ઉઠીયોરે. ॥ ૧ ॥ કીયાં પાપે સુખ નીવ્રતી ઉથાપી, કીધો પાંચે પુત્રોથી પડપંચ પાપી, મતી બગડી સુતે દુતમાં ગાદી આપી, કર્મ કઠોરૂં જાગ્યું રે રે રે હો; ધર્મ ધોરીંધર ભુલીયોરે. ॥ ૨ ॥ દુખીયા દીકરા ગયા છે વનકુળ ખ્હેરી, ત્યારે જંપ્યો દુરીયોધન જનમનો ઝેરી, જાદવકુળ જે વ્હાલું તે વ્હાલા થયા વ્હેરી, વીવા સુતનો ભાગ્યોરે રે રે હો; કંન્યાવીના ઝુલીયોરે. ॥ ૩ ॥ આ દીકરે ન દીઠું તાતજી તણું સુખ, જનમી સમજ્યો સુખમાં ત્યારે આવ્યું દુખ; ફરે કુંવર લેવાઇગયેલે મુખ, છે છૈયો ઓશીઆળોરે રે રે હો, પરઘેર ભરે પેટડુરે. ॥ ૪ ॥ થયું નહી સગુકો એને મોસાળ, ભાણેજ ભમતો મેલી ભાગ્યું વેવીશાળ, કેમ વીરોધી થયા હળધરને ગોપાળ, શત્રુ કર્યા રાજી રે રે રે હો; મુકયું છોરૂ છેટડુરે. ॥ ૫ ॥ વલણ. કુંન્તાજી એમ કળકળે વીદુર સુભદ્રાય, નિશાળેથી આવીયો અભેમાન જે રાય.

---

## કડવું. ૪ રાગ સવૈયો.

અભીમન્યુ નીશાળેથી આવ્યો, અરજુનનો કુમાર; દાદા દાદા કહી બારણેથી, પાંચ કર્યા પોકાર. ॥ ૧ ॥ નીત્યાન વીદુર કુંવર માટે, મીઠાઇ મેવો મંગાવે; નીશાળેથી આવે એટલે, હેતથી ધરશી બોલાવે. ॥ ૨ ॥ આવો કહી ઉછંગ બેસાડે, રૂદયા સરસો ચાંપે; મુસ્તક ઉપર હાથ ફેરવી, મીઠાઇ મેવો આપે. ॥ ૩ ॥ રખે કુંવરને ઓછું આવે, સાંભરે કાકા કે બાપ; એવું જાણીને લાડ લડાવે, સંભાળ રાખે આપ. ॥ ૪ ॥ તે દીન કુંવરે બોલાવ્યા પણ, નવ બોલ્યા વીદુર; અભીમન્યુને ખોટુ લાગ્યું, ભરાઇ આવ્યું ઉર. ॥ ૫ ॥ અરેરે દાદા કેમ ન બોલ્યા, પાંચ કર્યા પોકાર; બાપ કાકા વણકોણ બોલાવે, ઓશીઆળો અવતાર. આંસુડાં આવ્યાં આંખમાં ને, ધરશી ધામમાં પેઠો; દાદાને રડતા દીઠા તેની, પાસે પુછવા બેઠો. ॥ ૭ ॥ કેમ રડોછો કેમ રડોછો, શો કલેશ મનમાં વાપ્યો; કરગરી પુછયું પણ દાદે,ઉત્તર એક ન આપ્યો.॥૮॥એટલે મન ઉભરાઇ આવ્યું, કુંવરનું તે વાર; હું નબાપો તે કોણ બોલાવે, આંસુ વહ્યાં ચોધાર. ॥૯॥ આક્રંધ કરતો આંસુ ભરતો કુન્તાજી કને જાય; શીસોસના રડવા બેઠાં, એ માહારી વ્રધમાય.॥ ૧૦ ॥ બાપ કાકા મારા વનગયા તે, તનશું સાંભરી આવ્યા; તે તણે દુખ દીલ દુભાયુ, અતી આંસુડાં લાવ્યાં. ॥ ૧૧ ॥ એમ કહ્યું પણ વ્રધ ન વદ્યાં, છોકરૂં પડયું છોછું; રૂદે ફાટે તેમ રડવા લાગ્યો, ઉરમાં આવ્યું ઓછું. ॥ ૧૨ ॥ માતા કહી માનું મોહુ હલાવે. આંસુ વારંવાર લુછે; ઢાંકેલું મોહોડું માનુ ઉઘેડે, વાંકો વળીને પુછે. ॥ ૧૩ ॥ તોપણ કુન્તાએ કાંઇ ન કહ્યું, આક્રંધ કરતો જાય; માળ પર ચડતો રડતો રડતો, જ્યાં છે જનેતાય. ॥ ૧૪ ॥ સુભદ્રાને આવીને પુછયું, શું છે મારી માત; શા દુખમાં દુલ્યાંછો જનેતા, કરોછો આસુપાત. ॥ ૧૫ ॥ ઓશીઆળાં થઈ આક્રંધ માંડયું, લેવાઇ ગયુછે મુખ; બાપ કાકા મારા વન ગયાછે, તે શું સાંભર્યું દુખ. ॥ ૧૬ ॥ તે દુખથી તમો રડતાં હોતો, મોહન કરશે મેહેર; દ્વાદશ વરસ જતાં રેહેશેને. કાલે આવશે ઘેર. ॥ ૧૭ ॥ ધ્રવ્ય ગયુ ને રાજ્ય ગયું મા, તેની સોસના હોય; તો જનમ્યા જે જે પ્રાણી તે સંગ ન લાવ્યા કોય. ॥ ૧૮ ॥ નથી લાવ્યા નથી લેઇ જવાના, સત્ય ધારો મનમાંઇ; નહોયને થાય થાય અને જાય, વેળા વેળાની છાંઇ.॥૧૯॥ આ સઘળુ સમજોછો પોતે, કેમ રડોછો માત; કોઇએ તમોને દુભ્યાં હોયતો

તે કહો મુજને વાત, ગાળ દીધી હોય કોઇ પાપીએ, તો જીભ તેની કહાડું; હાથ કોઇએ ઉપાડ્યો હોયતો, કાંડાં તેતણા વહાડું ॥ ૨૦ ॥ તેમછતાં તમે કેમ રડોછો, રડવે શું દુખ જાશે; ભાગ્ય શાળીછું સુત તમારો, આગળ આનંદ થાશે. ॥ ૨૧ ॥ સુતનું સાંભળી સુભદ્રાને, ચટકી ચીતમાં લાગી; આગળતે શું સુખ થવાનું, તું જનમ્યો નીરભાગી. ॥ ૨૨ ॥ સભાગી સુતને દુખ ન પડે, ઓરે મારા તન; જનમ જ્યારે થયો તારો ત્યારે, પાન્ડવ પધાર્યા વન. ॥ ૨૩ ॥ તાહ્યારે પગલેથી પીડા પડી, દુખ પડ્યું બહુપેર; અભીમન્યુ કહે માહ્યરે ચરણે, યગ્ન થયો આપઘેર. ॥ ૨૪ ॥ વડીલ દાદા પાન્ડુ રાજા, તે પામ્યા સુભ ગતી; પુત્રને પગલે સારૂં થયું, હું નીરભાગી નથી. ॥ ૨૫ ॥ સુણી સુભદ્રા સુતને કેહે છે, હરયા સત્રુ લોક; ભાયગશાળી હોયતો તારો, ન થાય વીવા ફોક. ॥ ૨૬ ॥ બળભદ્રનો જીવ ભમ્યો તે, વેવીશાળ ન રાખ્યું; સાચાસ્નેહી સત્રુ થાયજો, સગપણ કહાડી નાખ્યુ. ॥ ૨૭ ॥ કુંવર કહે પેર મેં જાણી, આ વાતમાં સો દ્રેશ; કાચા વીવાની કંન્યા ગઈ છે, તેમાં શો આવડો કલેશ. ॥ ૨૮ ॥ કંન્યા ગઇતો ભલે ગઇ મા, હજી હું મ્હોટો થાવું; બાપ કાકા મારા જીવેછે તો, લક્ષ કન્યા એવી લાવું. ॥ ૨૯ ॥ તેને સારૂ કલપાન્ત ન કરો, માની લ્યો મન સુખ; સુભદ્રા કહે કંન્યા ગઇ છે, તેનું નથી મને દુખ. ॥ ૩૦ ॥ સાચા સત્રુ હરખ પામ્યા, તે પ્રગટ્યું છે ઝેર; આપણી કંન્યાનો થયો વીવા, દુરીયોધનને ઘેર. ॥ ૩૧ ॥ લક્ષમણાનું લગ્નજ લીધું, દગ્ધ થયું મમ ઉર; તે વેદનાથી કુંન્તા રડે છે, રડે છે વ્રદ્ધ વીદુર. ॥ ૩૨ ॥ કુંવર કહે મીથ્યા રડો છો, છોગઇ સત્રુને ઘેર; તેમાં શું ગયું આપણુ મા, એવાતનું શું ઝેહેર. ॥ ૩૩ ॥ એવાં વચન સુતનાં સુણી, ક્રોધે ભરાણાં માત; જોનંદન નીરભાગી કહી ને, મારી રૂદેમાં લાત. ॥ ૩૪ ॥ લાતમારીને માત કહે છે, ઉઠયો તુ દૈવની વેઠ. દીકરો આવ્યો પણ તું મ્હારે; દીકરી પડ્યો પેટ. ॥ ૩૫ ॥ ક્ષત્રી કન્યા ન જવાદે પોતાની, કરે મ્હોટો સંગ્રામ; પણ તેં કુંખ વગોવી મ્હારી, બાપનું બોળ્યું નામ. ॥ ૩૬ ॥ કાહ્યર કુંવર ગાદી લજાવી, શાને તુ જનમ્યો જોધ; એવાં વાયક માતનાં સુણી, કુંવરને થયો ક્રોધ. ॥ ૩૭ ॥ સાંભળો માતા, વાળો સાતા. નહી લજવું માબાપ; એજ સુરેખા વરૂ નહી તો, બ્રહ્મ હત્યાદીક પાપ ॥ ૩૮ ॥ એમ કહીને નીચે ચાલ્યો, ઉઘેડયો ભંડાર; પોતાની પેટીમાંહીથી લીધાં, વસ્ત્ર અને સણગાર. ॥ ૩૯ ॥ શુકનમાં મુખવાસ ખાધો, મુખડું કીધું લાલ; ઉપાન ચર્ણમાં ધારણ કીધાં, પ્હેરી લીધો સુરવાળ. ॥ ૪૦ ॥ કવચ બકતર કમ્મર પટો, અંગ ઘણી ઉલટ; જરીનો જામો

પ્રેમે પ્હેર્યો, મુસ્તકપર મુગટ. ॥ ૪૧ ॥ કાનમાં કુંન્ડળ લોલક લળકે, કોટમાં કાવળ હાર; કટી કશી પટકેથી બાંધી, તેમાં ખોસ્યાં અથોઆર. ॥ ૪૨ ॥ ખપવા ખંજર સાંગ્યને ત્રીસુળ, જમઇઆ કટાર; ગુમી ગેડીને ગદા લીધી, તરકસતીર તરવાર. ॥ ૪૩ ॥ કર્વત કુહા ભાલો ફરશી, કમ્મર સાથે બાંધે. ॥ ૪૪ ॥ બાણુનો ભાથો બાણે ભરેલો, ધનુસ ભેરવ્યું ખાંધે. કારમી કીકીયે કુંવર ચાલ્યો, વીદુરને પડયો પાય; ઓરે દાદા દો આગના હું, લાવું એ કંન્યાય. ॥ ૪૫ ॥ વીદુરજી જોઇને ગભરાયા, આ ખેલ કોણે લડાવ્યો; ચાંન્ડાળ બુધી કોણ મળ્યુ તે, કુંવરને ચડાવ્યો. ॥ ૪૭ ॥ સુણી સતી કુંન્તાજી આવ્યાં, ત્યાર દીઠો તે ઠામ; કંન્યા લાવવા સુત ચડાવ્યો, સુભદ્રાનું કામ. ॥ ૪૭ ॥ બેટા તને તારી માયે કહ્યુંશું, તે કહે માંડી વાત; અભેમન્યું કહે કંન્યાને માટે, કરેછે આંસુ પાત. ॥ ૪૮ ॥ સુભદ્રાને દીધી શીખાંમણ, રડીશમાં મુજ માત; કંન્યા ગઇતો છો ગઇ કહ્યુ, ત્યારે મારી મને લાત. ॥ ૪૯ ॥ દીકરો નથી દીકરી છે તું, લજાવ્યો અરજુન બાપ; તે સાંભળી કંન્યા વરવાને, માંથે લીધુછે પાપ. ॥ ૫૦ ॥ દ્વારીકામાં પરવરૂને કરૂ, સુરેખા કેર હરણ; જીવશુંતો આવશું જીતીને, નહીતો પામશું મરણ. ॥ ૫૧ ॥ વળણ ॥ એવાં વચન સાંભળી, કોપ્યાં કુંન્તા માત. ઉતર હેઠી પાપણી. કયાં કર્યો ઉતપાત. વળાણ બીજું સુણી સુભદ્રા ઉતરી. થરથર કંપી કાય. વદે વલ્લભ સ્રોતાજનો, શું કેહે છે કુંન્તાય.

— ❧ —

## કડવું ૫ રાગ સીંધુ.

વીવેક વણ વહુજી. દીકરાને દુભાવ્યો શાથી, ઘેર ગોદો ઘાલવા ધેડાપો શોખી લાવ્યાં કયાંથીરે; વીવેકવણ વહુજીઃ ટેકઃ હરી ફરી મારે એક છોકરૂં. તેણે વેળાવળશે. ગોળી હશેતો ગોળીઢાંકણાં. જોઇસેં તેટલા મળશેરે; વીવેકવણ વહુજી. ॥૧॥ હઠ ચૈડી અભીમન્યુંને, સાંમ્રથ કોણ રાખવવા; બ્હેલી વહુ જોઇએ તમારે. સાસુપણ દાખવવારે; વીવેકણ વહુજી ॥૨॥ સાસુનીતો બાક હોય શાની. સ્વામી વન સંચરીયો. ધણી વીના ધણીઆપુ માંડી, આશો જુલમ કરીયોરે; વીવેકવણ વહુજી; ॥૩॥ પુત્રને પુંઠપક્ષ મળે નહી. નહી પીતા નહી કાકા; પીહરનાં પુરાં નહીને, માંડયા ડોળડમાકારે. વીવેક વણ વહુજી; ॥ ૪ ॥ છાકે છકી ગઇ છેક છાંછવી. હૈયાને છકાવ્યો. તેંજાણ્યુ મને પુછનાર કોણ છે. બાળકને બકાવ્યોરે.

વીવેકવણ વહુજી. ॥ ૫ ॥ આવા ગુણથી પીયેરીઆંયે, તુજ સંભાળ ન લીધી વળગણો સોધતાં વસ્યાં સાસરીયે. પરણાવી નાંખી દીધોરે; વીવેકવણ વહુજી; ॥ ૬ ॥ ભાઇતો સત્રુ થઇ પડ્યાને. શાપર હંપદ આણ્યાં; કદી નહીંને આજ મેહેતો. આવડાં ડાહ્યાં જાણ્યોરે. વીવેકવણ વહુજી; ॥ ૭ ॥ ક્રોધે જનુનીપણુ જણાવ્યું, લાત રૂદયમાં દીધી. ઠીક કેડ કશી પાઘડી બાંધી. આખી મરદાઇ કીધીરે; વીવેકવણ વહુજી. ॥ ૮ ॥ કૌરવ જાદવ જમડા જેવા, નદે કુંવરને મેલી, એકલું અટવાય ઓથવીનાનું, ત્યાં કોણ એનું બેલીરે; વીવેક વણ વહુજી. ॥૯ ॥ શું કરૂ સંસારની સરમે હું, તુજ પ્રત્યે નવ ચાલ્યું. આ દીકરો દુશમનમાં ચાલ્યો. જીભડીએ ઘર ઘાલ્યુંરે; વીવેકવણ ॥ ૧૦ ॥ ચાહ્ય તેવું કરી રાખ્ય કુવરને. વીપ્રીત વાત ફેલાણી, વલ્લભ વદે સોનાજન સુણો. રૂધીર, રેલરેલાણીરે. વીવેકવણ; ॥ ૧૧ ॥ શબ્દ સતીના સાંભળી, પડી પેટમાં ફાળ. કર ઝાલ્યો કુંવર તણો, નહી જાવા દેઉ બાળ.

—❧—

## કડવું ૬ મું. રાગ મારૂનો પરજ.

મારા જાયારે. નહી જાવા દેઉ તુજને, જાવું હોય તોરે. નાશ કરી નાંખો મુજને. ॥ ૧ ॥ પીન્ડ પાડુંરે. કાહાડું પાપી પ્રાણ માહ્યરો, ભુલમાહારીરે. વાંક નથી તન તાહ્યરો. ॥ ૨ ॥ તાત વનમાંરે. મનમાં એ કેવું લાવશે, રડ્યા કૌરવરે. કાળરૂપ તુજપર આવશે. ॥ ૩ ॥ જમજેવારે. જાદવ જાજા જોરાવરો, તેના સામારે. યુદ્ધ તણી હડ પરહરો. ॥ ૪ ॥ હોયે પાપીરે. તેવા શું રાઢ ન કીજીયે, છો બાળકરે. બળીયા શું બાથ નહીજીએ. ॥ ૫ ॥ પક્ષવીનારે. મુમત હાવો ન ઝાલવો, કાલા કુંવરરે. કંથેરે કર નવ્ય ઘાલવો. ॥ ૬ ॥ નહીપોહોચોરે. પુંડવીના લાંબી દોડમાં, શાને ઘાલોરે. હાથ એ વાઘની બોડમાં. ॥ ૭ ॥ નથી જોઇતીરે, કંન્યા એ કાળાકલેશની, કેમ વરીયેરે. દારાછે દારૂણ દ્વેશની. ॥ ૮ ॥ હેશ જીવતોરે. લક્ષ નારી એવી આવશે, બાપ કાકારે. સામ્રથ તે ઘણી લાવશે, ॥ ૯ ॥ સહુ ક્ષત્રીયેરે. વીવા ફર્યા જ્યાં ભાળીયા, તવ આવશેરે. મન ગમતા વેવીશાળીયા, ॥ ૧૦ ॥ ખોટ શી છેરે. કંન્યાનો કાળ પડયો નથી, મુકો મુમતરે, માતા હું તારી મરૂ મથી, ॥ ૧૧ ॥ વળણ. એમ સુભદ્રા વલવલી. પ્રગટયો કુંવર તન તાપ, પેહેલું ન માન્યું માવડી. હવે બ્રહ્મહત્યા પાપ.

—❧—

## કડવું ૭ મું રાગ ચોપાઇ.

અભીમન્યુ કહે માત મ્હારી, નીશ્ચે વરવી સુરેખા નારી; લીધું છે બ્રમહત્યાનું પાપ. બેશી રહું તો લાજે મ્હારો બાપ, ॥ ૧ ॥ લાજે જનેતા તાહરી કુંખ. કેમ વ્યર્થ થાયે વધું મુખ, પાળે નહી તેને શું કરવું. ભલું તે જીવ્યા કરતાં મરવું, ॥ ૨ ॥ તવ વીદુરે કીધો વીચાર. રોકયો રોકાશે નહી કુંવાર, એમ જાણી વીદુરજી બોલે. ધન્ય સુત નહીકો તું તોલે. ॥ ૩ ॥ ભલે જાવાનું આદરો તન. એક માનીલ્યો મ્હારૂ વચન, દીશે નીસરવું નહી બાળ; સુખે સંચરો સાહ્યંકાળ, ॥ ૪ ॥ તેનું કારણ સાંભળો સુત. જાતાં જાણે કૌરવો કપુત, પડે પુંઠળ પાપી પ્રાણી. કરે વીઘ્ન અતી દ્વેશ આણી. ॥ ૫ ॥ માટે જાજો મોડા પડે રાત, સંગ લેજે તું તાહરી માત; તવ અભીમન્યુ કહે વારૂ, વેણ શીશ ચઢાવું તમારૂ. ॥ ૬ ॥ નીશા પડે નીકળશું ગામ, પણ સુભદ્રા આવે શું કામ; ત્યારે વીદુર કહે મુજ તન. એને આવેથી થાશે લગન. ॥ ૭ ॥ તુજ સાથે સુભદ્રા આવે, એના બે બંધુને સમજાવે; કલેશ કરીને કષ્ટ કપાવે, કરગરીને કંન્યા અપાવે. ॥ ૮ ॥ સુણી સુત વદે મુખ એમ, વ્રધ થઇ ભુલો છો કેમ; આડા સંગ કરવો પડે અન્યા, નાવે કરગરે કરજને કન્યા. ॥ ૯ ॥ વદે વીદુરજી સુણ બાળ, થાયે ખુશીથી જો વેવીશાળ; તો તો હેત રહે હંમેશ, નવ્ય માને તો છે પછી કલેશ. ॥ ૧૦ ॥ સુણી સુત ટાઢો થઇ બેઠો, જાવા ચીત ચીચરવટ પેઠો; એવે દીનમણી બેઠો મેર, પેહેર્યાં વસ્ત્ર આભુશણ ફેર. ॥ ૧૧ ॥ લીધાં આયુધ કમર કશી, તવ સુભદ્રા સંગ ધશી; લીધી ગાંસડી વસ્ત્રની માત, ત્યાર થયાં અભેમાન સાથ. ॥ ૧૨ ॥ રથ કાહાડયો કુંવરે બાહાર, તણે જોતયા ચાર તોખાર; તવ ચઢી બેઠી સુભદ્રાય, રખે મુને મુકી સુત જાય. ॥ ૧૩ ॥ ભક્ત વીદુરે આગના આપી, દેછે શીખ કુન્તા રદે ચાંપી; બેટા ટંટાનો તંત ન ધરીયે, કળે થાયતો બળ ન કરીયે. ॥ ૧૪ ॥ નથી પુંઠ કે પક્ષ આ બાળ, લાંબી લાંબી ન ભરીયે ફાળ; ધાર્યું થાશે હરીનું આ તંન, પછી વીદુર વદ્યા વચન. ॥ ૧૫ ॥ સુણો સુભદ્રા સુંદરી, કેહેજે તુજ વીરને કરગરી; સગાં સાથ સહુ ભેળાં કરજે, માને નહીતો મરવું આદરજે. ॥ ૧૬ ॥ એમ કહી દીધી આગનાય, બેઠો કુંવર રથની માંય; એક ભુજે ગ્રહ્યા અછોડા, લીધી ચાબુક હાંક્યા ઘોડા. ॥ ૧૭ ॥ ડગ ભરવાને વાજી જાય,

તેવી સનમુખ આવી ગાય; જોઇ માન્યુ વીદુરનું મન, જાવો ફતે થયો શુકન. ॥ ૧૮ ॥ હાંકી અશ્વને પંથ પળીયો, નગરના દ્વાર બ્હાર નીકળીયો; તવ શબ્દ શીઆળના થાય, માઠા શુકન ત્યાં દેખાય. ॥ ૧૯ ॥ પણ ગણગાર્યું નહીં કુંવાર, પુરપાટ હકાર્યા તોખાર; પગ પડઘી ને રથ ઘઘડાટ, જાતા જાતાં આવી બે વાટ. ॥ ૨૦ ॥ અભેમાન ઉભો ખમચાઇ, રાખ્યા ઘોડાના અછોડા સાહી; કહો માતા કેઇ દેશ વળીયે, ડાબે કે જમણે પંથ પળીયે. ॥ ૨૧ ॥ તમ્યો ભોમીયાં નીત્ય જનાર, કીયે રસ્તે દ્વારામતી સાર; તવ જાણ્યું અસરણ સરણ, આવે ભાણેજ કરવાને હરણ. ॥ ૨૨ ॥ પણ પંડે એકલો આવે, એનું બળ કદી નહી ફાવે; મ્હારા ભકતનો પુત્ર એ સાચો, એને પડવા ન દેવો પાછો. ॥ ૨૩ ॥ પેહેલું બળદેવને મેં કહ્યું, મ્હારૂ કહ્યું મ્હોટાયે ન લહ્યું; સમજાવ્યા હતા બહુ પેર, તોયે ગયા કૌરવને ઘેર. ॥ ૨૪ ॥ એમનું ધાર્યું થાવા ન દેવું, વરે ભાણેજ હું જસ લેવું; પણ એકલો શું ધાર્યું કરશે, નહી મનસુબો પાર ઉતરશે. ॥ ૨૫ ॥ એવું જાણ્યુ શ્રી રણછોડ, મેળવું એની જોડે જોડ; કેમ જાયે પ્રભુ વર ચુકી, ભગનીને ભુલવણી મુકી. ॥ ૨૬ ॥ સુતે પુછ્યું સુભદ્રાને જ્યારે, કરી વીચાર બોલ્યાં તે ત્યારે; બેટા મારગ ડાબે ચાલો, એહ પંથ મોસાળનો ઝાલો. ॥ ૨૭ ॥ વલણ. એવાં વાયક સાંભળ્યાં માતાના જેવાર, કહે વલ્લભ રથ ફેરવ્યો, હાંકયા તવ તોખાર.



## કડવું ૮ મું. રાગ સાખી.

અસ્વ હકાર્યા ડાભે પંથે, ઘણી લાંબી વહી વાટ; એટલે મારગ આવી રહ્યા, આવ્યું વન સપાટ. ॥ ૧ ॥ દીસા ભુલ થયો તવ કુંવર, અરન્ય ચાલ્યો જાય;જેમ વળે તેમ અરન્ય આવે, ગુંચાયો ગહવર માંય; ॥ ૨ ॥ પાછા વળ્યાની સુજ ન પડે, રાત અંધારી ઘોર; સણસણ રૂજની સુંસવેછે, તમરાં કરે બકોર. ॥ ૩ ॥ કુંવર રખડે વિકરાળ વગડે, બહુ બાવળનાં ઝાડ; ટેકરા ખાડા કોતર ડુંગર, પરવત પહાડ ને તાડ. ॥ ૪ ॥ નદીનાં નાળાં ઝાડનાં જાળાં, ઝાડી જાડી પડેલી; કાંટા કંથેર કાચકીના, લાંબી વ્રક્ષની વેલી. ॥ ૫ ॥ ખેર ખાખરને ખાજલી છે, ખરસાણી ખારેકી; પત્ર પડે પવનેથી ખખડે, ભંકાર ભાસે નળેકી. ॥ ૬ ॥ રાફડામાં સાપ સબ્દ કરે છે, ચીતળા પડીયા આડા; નાગ ફણા માંડીને

ફરેછે, નોળીયા વણીયરવાડાં. ॥ ૭ ॥ સાવડી શીયાળ સુવર સસલાં, હરણ મ્રગ ને હસ્તી; ભુંડ રોઝાંને રોછડાં રખડે, સીંહ ચીત્તા વાઘ વસ્તી. ॥ ૮ ॥ તનછ ચંદનઘો પાટલાઘો, કરચલાં કાચંડા; ઘુવડ ચીબડી ઘોર કરે છે, ઉંટ અને ઉદમંડા. ॥ ૯ ॥ એવા વનમાં વાટે વહેછે, ગફામાં ગુંચવાય; ઝાડનાં જડીયાં ડાળાં પડીયાં, પીંન્ડાં તેમાં ભરાય. ॥ ૧૦ ॥ રથ ન હાલે ઘોડા ન ચાલે, વણાક પાદ પછાડે; અંધારે સુત એઠા ઉતરી, બળે કળે રથ કાહાડે. ॥ ૧૧ ॥ મુખ પોકારે ચાબકમારે, ઘરે વાજીપર રોશ; એ દુખ દેખી સુભદ્રાજી, થઇ ગયાં અપશોશ. ॥ ૧૨ ॥ અરેરે દીકરા ભુલ્યાંને દુલ્યાં, સંતાપ આવ્યો હાવો; અભીમન્યુ કહે માતા મુને, પરણાવવા લ્યો લ્હાવો. ॥ ૧૩ ॥ મોહોડ ઘાલી લ્હાવ લેવોતે, આ કર્યા વીના ન ફાવે; દુખ વેઠયા વણ માતા મ્હારી, કયાંથી વ્હેલી વહુ આવે. ॥ ૧૪ ॥ એવાં મર્મનાં વચન સુણી, માતાએ નીચું ઘાલ્યું; પછી કુંવરે વીચાર કરી, ઘનુશ હાથમાં ઝાલ્યું. ॥ ૧૫ ॥ શાને સારૂ કષ્ટી વેઠું, વીધ્યા છે મુજ પાસ; અગનાસ્તરથી અગની મુકી, પંથ કરૂં પ્રકાશ. ॥ ૧૬ ॥ તીમ્મર નાસે મારગ ભાસે, થાશે અસ્વને સુખ; છતી વીધ્યાયે સાને સારૂ, વેઠું વેઠાવું દુઃખ. ॥ ૧૭ ॥ એવું જાણી એક બાણ લીધું, મંત્ર ભણી તે વાર; અગનાસ્તરનું મુકીયું તે, પાવક પ્રગટયો સાર. ॥ ૧૮ ॥ ઝાડ બીડ સળગવા લાગ્યાં, તીમ્મર પામ્યુ નાસ; વધ્યો વ્હંની વનને વીશે, ઘણો થયો પ્રકાસ. ॥ ૧૯ ॥ તે અજવાળે અશ્વો ચાલે, કુંવર મ્હાસુખ ઘારે; પ્રબલ્ય પ્રકાશ પાછળ રેહે કે, આગળ બીજું મારે. ॥ ૨૦ ॥ એવી રીતે સળગાવતો ચાલ્યો, સુભદ્રાનો તન; સુખ રૂપે જાતાં જાતાં ત્યાં, આવ્યું હેડંબા વન. ॥ ૨૧ ॥ તે વન વીશે રાક્ષસ રેહેછે, માયાવી વીકરાળ; ત્રણ ત્રણ તાડનાં ઉંચા દહીતો, બાગ તણા રખવાળ. ॥ ૨૨ ॥ તેનું રાજ્ય કરેછે રાક્ષણી, રાણી હેડંબા નામ; તે પ્રેમદા પરણેલી ભીમને, વસી વાસી વનધામ. ॥ ૨૩ ॥ પુત્ર તેનો ગટોરગછ નામે, માયાવી બળવાન; તે વન સળગાવ્યું સુંસવાટે, અરજુનને સંતાન. ॥ ૨૪ ॥ પવન ઝપાટે સુરસપાટે, આગ અતી ઘણી લાગી; ભભક ભભકા વ્હંનીના જોઇ, અસુર ઉઠયા જાગી ॥ ૨૫ ॥ અરેરે આફત કોણે કીધું, રોશમાં વાળી રીસ; ઘાજોરે ભાઇ ઘાજો કહીને, પાપીએ પાડી ચીસ. ॥ ૨૬ ॥ તે શબ્દ સુણીને સહું જાગ્યા, તોફાની થયા ટોળે; આયુધ લીધાં હાથમાંને, ઉપડયા ફાટે ડોળે. ॥ ૨૭ ॥ આપણી રાણીના ભયથકીકો, પ્રાણીથી નવ્ય અવાય; અંત્રીક્ષના ઉડનારાં પક્ષી, આ મારગે નવ જાય. ॥ ૨૮ ॥ દેવ દ્રષ્ટી નવ્ય

નાંખી સખેનો, બીજાનો-શોભાર; અતળીક બળીયો ન જાય કળીયો, રાખી તણો કુંવાર. ॥ ૨૯ ॥ તેવાના બાગમાં આગ મુકી, કોણે જણાવ્યું જોર; ચાલો ઝાલો ભાલા ભુજે, પકડી લાવીએ ચોર. ॥ ૩૦ ॥ એમ કહીને સહસ્ત્ર સુરા, ત્યાર થયા ચડી ઘોડે; ફલંગ ભરતા દહીત ન ડરતા, દોડ્યા દડબડદોડે. ॥ ૩૧ ॥ ત્રીતાડ ઉંચા નાકે બુચા, હાથહાથ લાંબા દંત; કાન સહુના સુપડા સરખા, બીહામણા બળવંત. ॥ ૩૨ ॥ ચાલ્યા ઘોડે દારૂણ દોડે, ભોમી ભારે ભરપુર; રથમાં બેઠા સુભુદ્રાયે, આવતા દીઠા અસુર. ॥ ૩૩ ॥ અરેરે દેવડા દેતડા આવ્યા, કાહડસે પુત્રના પ્રાણ; હું નીરભાગણી આશું કીધું, જાન ફીટી થશે કાંણ. ॥ ૩૪ ॥ ભયંકર ભય ભાસવાથી, પ્રતક મુરછા ચડી; સુભદ્રાની જતી રહી સુદ્ધા, રથમાં લથડી પડી. ॥ ૩૫ ॥ વલણ ॥ પ્રાણ બ્રંમાંન્ડ ચડી ગયો. ન રહી સુધ બુધ સાન; કહે વલ્લભ તે જોઇને. મંનધાર્યું અભેમાન. ॥ ૩૬ ॥



## કડવું ૧૦ રાગ લલીતની છાંયા.

અરર શું થયું, માત માહરી; પુરણ ના પડી, હોશ તાહરી. ॥ ૧ ॥ ધરણ તું ઢળી, રાંક માવડી; મરણ તુલ્ય શું, રથમાં પડી. ॥ ૨ ॥ લગન ધારીયું, દીકરા તણું; મન ન વારીયુ, વાર તેં ક્ષણુ. ॥ ૩ ॥ હઠ કરી અતી, નાર લાવવા; રથ ચડી ગયાં, સંગ આવવા. ॥ ૪ ॥ રતન માતરે, હાથ હું ગસુ; જીભલડી લઈ, દંતમાં ડસું. ॥ ૫ ॥ અરન્યમાં વસ્યો, તાત જે હતો; રજળતો કર્યો, માત તેં છતો. ॥ ૬ ॥ ઉછંગ લેઇને, કોણ પાળશે; નજર મીષ્ટથી, કોણ ભાળસે. ॥ ૭ ॥ અવર માતકો, માહરે નથી; રદય ચાંપિને, તું હશી જતી. ॥ ૮ ॥ રમશ બેશીને, કેઇ મા કને; અગન ઉઠીરે, માત મુજને. ॥ ૯ ॥ જીવત ધીક છે, માહરૂં હવે; મળશ માવડી, તું કયે ભવે. ॥ ૧૦ ॥ નયન હાંસુડાં, જાય છે અતી; વલભ ઓચરે, આવી આ ગતી. ॥ ૧૧ ॥ વલણ ॥ રડતાં રૂદે ફાટતું, આંસુ ચાલ્યાં જાય; દહીતો દેખી કુંવરે, વીચાર્યું મનમાય.

— ❧ —

## કડવું ૧૧ મું રાગ સવૈયો.

વૈશમ પાયે એણીપેર બોલ્યા, સુણજન મેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, સુરેખા હરણ મહીમાય. ॥ ૧ ॥ મન વિચાર્યું અભેમાને ધાર્યું, રડયામાં રોળાઇ જાશું; કઠણ કાળજુ રાખુ મ્હારૂ, લુછી નાંખ્યાં આંસુ. ॥ ૨ ॥ જાણ્યું કે અસુર ઉત્પાત કરશે, મરશે મ્હારી માડા; પ્રાણ બ્રહ્માંન્ડ છે જનેતાનો, એકાંન્ત દેઉ સુવાડી. ॥ ૩ ॥ બે ઘટીકાયે આવસે સુદ્ધી, રેહેવા દેવું રથમાંય; પણ પાપીનો પ્રાહાર પડેતે, માતાનો પ્રાણપળાય. ॥ ૪ ॥ એમ જાણી રથમાંથી ઉતરીયો, કટી કશીને બાંધે; જનુની પડી સુધબુધ વીના, કુંવરે લીધી ખાંધે. ॥ ૫ ॥ લેઇને પળીયો કુંવર બળીયો, એકાંન્ત જંગલ ઝાડી; વ્રક્ષ ગફામાં વસ્ત્ર હોરાડી, ભોમી માડી સુવાડી. ॥ ૬ ॥ અસુર સાથે સંગ્રામ કરવો, ધારીને આવ્યો કુંવાર; ઘોડાના અછોડા મહીને રથે, લઇ બેઠો અથીઆર. ॥ ૭ ॥ એવામાં અસુર આવી પ્હોચ્યા, દુષ્ટ જનો દેઇ દોટ; કુંવરનો રથ ઘેરી લેઇને, ઉભા વળીને કોટ. ॥ ૮ ॥ લોચન રાતાં ક્રોધે ન માતાં, વધ્યા અસુરો વાણી; કોણ તુ છે ને કયાંથી આવ્યો, બાળક મનુશ પ્રાણી. ॥ ૯ ॥ કેઇનાતનેજાતજ તારી, કીયું ઘરને ગામ; કોણ માબાપનું છોકરૂં છે, કોણ તારૂં નામ. ॥ ૧૦ ॥ અભીમન્યું કહે શું સહુ પુછો, નાતને જાત અનુપ; લાંબું કહ્યા કરતાં કહુ થોડુ, સકળ ભોમીનો ભુપ. ॥ ૧૧ ॥ દાંનવ માનવ સર્વનો રાજા, રહીઅત છો તમે મ્હારી; તે સાંભળીને ક્રોધ વાપ્યો, દુષ્ટ જનોને ભારી. ॥ ૧૨ ॥ ન્હાને મ્હોડે ન બોલ મ્હોટું, ખોટું વગર વીચાર્યું; બાગમાં આગ લગાડીમાટે, મરણ તારૂં ધાર્યું. ॥ ૧૩ ॥ જેમ આવે તેમ બકયા કરે છે, આયુશ ટુંકો કાહાવ્યો; જોજે લ્યા જીવતો નથી જવાનો, કાળ તારે શીર આવ્યો. ॥ ૧૪ ॥ અભીમન્યું કહે કાળ કરે શું, કોણ હણે મમ કાય; જો તમે જીવ્યાનો ખપ કરોતો, નાશી જાવો પડી પાય. ॥ ૧૫ ॥ તે સાંભળીને કુમતી કોપ્યા, કહાડી નાખો પ્રાણ; ભાલા લીધા ભુજમાંને, કરી રહ્યા ભુમરાણ. ॥ ૧૬ ॥ ઉછળીયા-બળીયા મળીયાછે, માયાવી મ્હા વીકરાળ; ધશી ધશીને ધાય કરડવા, ફટક દેતા ફાળ. ॥ ૧૭ ॥ ઉંચા નીચાને અવળા આડા ગણી ગરજના ગાજે; લાગ આવે તેમ લાતો ફેકે, રથ તોખારને બાજે. ॥ ૧૮ ॥ લડત લડે લાંબાં પંજે, મારોમારો મુખ ભાંખે; વાંસડાના ફાંસડા ઉખેડી, કુંવર ઉપર નાંખે. ॥ ૧૯ ॥ જોર જુલ-

મ જોઇ જંગલીનો, કોપ કર્યો અભિમાન; ધનુશ ચડાવી ટંકાર કીધો, ઉપર લીધાં બાણુ. ॥ ૨૦ ॥ મ્હા દ્વેશ ધારે બાણુજ મારે, મુમત દેવો મુકાવી; અસુર આડા ને અવળા ખશી, આયુધ દે ચુકાવી. ॥ ૨૧ ॥ તાકી તાકી તન તોડીને મારે, પણ પાપીને ન વાગે; વાગે કદાચીત કોઇકને તો, ખોડ ખાંમી નવ લાગે. ॥ ૨૨ ॥ પ્રાણ ન જાયે ઘાત ન થાયે, અસુર એવાને એવા; કુંવર લાગ્યો વિમાસવાને, આ જીવ જાતી કેવા. ॥ ૨૩ ॥ માતાને ઉદર રહ્યો હતો હું, ગર્ભે અષ્ટાદસ માસ; તવ કોઠા વાધ્યા વાંચીતી, મમ મામા અવિનાસ. ॥ ૨૪ ॥ તેમાં એવો હેતુ આવ્યો હતો કે, માયાવી હોય જેહ; ખડગ ન વાગે વાગે ન લાગે, પતન ન થાય દેહ. ॥ ૨૫ ॥ તેમાંના અસુર ભાસેછે આ, જેમ ફાવે તેમ ફાલે; તેવી જાતીના ઉપર એકલું, શીવજીનું બાણ ચાલે. ॥ ૨૬ ॥ એવું જાણી ઉલટ આણી, કામ કુંવરે કીધું; માહાદેવજીનો મંત્ર ભણીને, એક બાણ તવ લીધું. ॥ ૨૭ ॥ ફેરની ફુંદડી ફરીને ફેક્યું, થયો કારમો કોપ; જે જે જોદ્ધાને બાણ અડ્યું તે; રાક્ષસ થયા લોપ. ॥ ૨૮ ॥ નવસેંને નેવાણું હણાયા, કુંવર મળીયો માંઠો; એક બચી ગયો રાક્ષસ સહુમાં, તે જીવ લેઇને નાઠો. ॥ ૨૯ ॥ જાતાં જોયો અભેમન્યુયે, સબળો લીધો સાર; છોને એ જાય જીવતો જૈ, કેહેસે સમાચાર. ॥ ૩૦ ॥ વળણ. રાક્ષસ નાશા આવાયો, હેડંબા ભોવન; જાગો જાગો માવડી, શું કરો સહ્યન.

—✥—

## કડવું ૧૨ મું. રાગ સોહ્યણીની ચોપાઈ.

આવી અસુરને ગરજના કીધી, સાંભળી બળવંતી બીધી; ઉઠી આવી વીઘન મન જાણી, શું છે શું છે પુછેછે રાણી. ॥ ૧ ॥ જોયું વન સળગતું જ્યારે, બની બાવરી બાળા તે વારે; કોણે કરમ કર્યું આજ આવું, વશ્યો વહ્નની શી રીતે સમાવું. ॥ ૨ ॥ સુણી દહીત કહે એ માડી, બાળી નાંખી બધી વન વાડી; જાગી ઉઠયા અમ્યો સહુ દાસ, વીધ્ન કરતાનો કીધો તપાસ. ॥ ૩ ॥ કોઇ મન્યુશ જાતીનું છે બાળ, આવ્યુ રૂજની વન વિકરાળ; પંડે એકલો નથી કોઇ સંગ, બોલે નીરભય હીમત અંગ. ॥ ૪ ॥ અમે માંડી તે સાથે લડાઇ, કરી પ્રાણ લેવાની ચડાઇ; પણ પડી નહી કુંવરને વેઠ, એક બાણે પોંહોચ્યા સહુ ઠેઠ. ॥ ૫ ॥ આવ્યો એકલો જીવતો માડી, નવ્ય ચાલ્યું તે તુને ઉઠાડી; સુણી દલમાં

દુભાંણી દારા, રેહેજે ઉભા અનુચર મ્હારા. ॥ ૬ ॥ કહી ગઇ તે સાતમે માળ, આવી સુતો જ્યાં પોતાનો બાળ; ક્રોધે ભરી લોચન રક્ત માત; મારી તનની હૃદયમાં લાત. ॥ ૭ ॥ ઉઠ્યો સુત થયો સંતાપ, આવ્યો બળીયો કોઇ તારો બાપ; જોને આગ લાગી અતી વન, તોહે દળીદ્રી તું કરે સહ્યંન. ॥ ૮ ॥ માર્યા સહસ્ત્ર શેવક એક પલમાં, ઘાંણ કહાડયો ખુંટયા ખરા બલમાં; હજી હાંમ રાખી રહ્યો ઉભો, એનો શો હશે મનસુબો. ॥ ૯ ॥ એવાં વચન માતનાં સુણી, ઉઠયો ગટોરગચ માહાખુની; કરી ગરજના કોપે ચડીયો, સાતમે માળથી ભોંય પડીયો. ॥ ૧૦ ॥ દીઠો વીકરાળ વહ્નની વનમાં, લાગી તપત ઘણી તેના તનમાં; ઉડે અગ્નની તણા અંગારા, થાય ભડકા ભારે ભભકારા. ॥ ૧૧ ॥ સળગે વનસ્પતી સુંસોટ, વળે ધુમ્રના ગોટા ગોટ; દેખી દેખીને મ્હા રીસ વ્યાપી, કોણ આવ્યો એ હરૂન્ય પાપી. ॥ ૧૨ ॥ પુછીયો શેવકને સમાચાર, તેણે કહ્યો વાત વિસ્તાર; જાણી ખબર ખુનસે ભરાયો, જુધે જાવા હેડંબાનો જાયો. ॥ ૧૩ ॥ વળણ. ખુનસે ભરાયો ખારીલો, જુધે જાવા મન; વદે વલ્લભ પછી શું થયું; સુણો સ્રોતાજન.

## કડવું ૧૩ મું. રાગ ધનાસરી.

વાયુના નંદનનો એ નંદન, નીકંદન મન ધાર્યું; વ્હેર વધ્યું વીશ તુલ્ય વપુએ, મ્હા વીપ્રત વીચાર્યું. ॥ ૧ ॥ થયો ઉતાવળો અતી આકળો, દારૂણ દલમાં દ્વેશ; માયાવીએ માયા રચવાને, મુસ્તક છોડયા કેશ. ॥ ૨ ॥ રીસ કરીને શીશ ધુણાવી, પછાડયું પાશાણ માંય; જુજુ જેવડા શહસ્ત્ર જંતું, ખરી પડયા તવ ત્યાંય. ॥ ૩ ॥ પવન પ્રથવી પર્સે થયે કે, હરૂન્ય થયા અસુર; સરીરે પોહોળા પુષ્ટ ઘણેરા, લાંબા ત્રી તાડપુર. ॥ ૪ ॥ ધ્રુજાવે ધરણ મુકતાં ચરણ, ચાવો કરે ચકચુર; એવા યોદ્ધા ઉતપન કીધા, ક્રોધ ભરેલા ક્રુર. ॥ ૫ ॥ દેખીને આનંદ પામી હેડંબા, હું પણ રૂપે થાવું; બેટા ગટોરગછ તારી સાથે, પુરણ પક્ષે આવું. ॥ ૬ ॥ છે ઘણો સુરો પ્રાક્રમે પુરો, વીઘનનો કરનાર; તે વણ રાત્રીયે રણ ન નીકળે, એ માહરા કુંવાર. ॥ ૭ ॥ તું બાજજે પણ અળગી ઉભી, કરીશ તારી રક્ષ; જો તે જોરાવર ઘણો હશેતો, ગળે ઘાલી કર ભક્ષ. ॥ ૮ ॥ સાંભળી સતીનો સુત બોલ્યો, જાણી જનેતાની વાત; પુરૂશે પુરૂષ પ્રાક્રમ

કરીયે, કામ નહી તારૂ માત. ॥ ૯ ॥ યુધ કરતાં હાર હું પામુ, તો તું આ-વજે ધાઇ; એકલાને હણુવો છે તેમાં, શી કરવી સરસાઇ. ॥ ૧૦ ॥ એવું કહ્યું તવ બોલી હેડંબા, પધારો મ્હારાબાળ; બે ઘડી રહીને આવીશ જોવા, છે મુને પેટમાં ફાળ. ॥ ૧૧ ॥ વળણુ. માયે દીધી આગના, ગટો-રગચ બળવાન; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, સૈન્ય કર્યું સાવધાન.



## કડવું: ૧૪ મું. રાગ નાટકમાં ચાલો ભૈયો ચાલો. એ રાગ.

ચાલો દૈતો ચાલો ઝાલો, હાથે હથીઆર; છાકમાં છકેલો કોઈ, બા-ગ બાળનાર. ॥ ૧ ॥ જોર જુલમ વાપરે, શું સર્વનો સરદાર; ફાટેલો તે કોણછે એ, દહીત મારનાર. ॥ ૨ ॥ બાંધો કેહેડ કશી કશી, ધશી ધ-શીને; પીટંપોટા મારો રીટા, ગશી ગશીને. ॥ ૩ ॥ ઉઠો રૂઠો કુટો લુટો લાજ તે તણી; શીશ બે ધરાવી આવ્યો, આપણા ભણી. ॥ ૪ ॥ એવું સુણી સર્વ ઉઠયા, હારવી ન હોડ; હાથમાં આયુધ લેઇ, જાય જોડા જોડ. ॥ ૫ ॥ ધમક ધમક ધરણ ધ્રુજે, ચમક ચમક ચાલ; પરડ પરડ પગલાં પાડે, સત્રને છે સાલ. ॥૬ ॥ ધબડ ધબડ કરે ધમાકા, ફાટયાં રહ્યાં લોચ-ન; પડઘી પગની સાંભળી કાને. કીરટ ધરને તન. ॥ ૭ ॥ ચેતન બનીને ચાતુર ઉભો, આપ અતી હોંશીઆર; અસુર આવ્યા દોડતા દોડતા, સાથેછે સરદાર. ॥ ૮ ॥ રથજ દીઠો અભીમન્યુનો, પડી ગયા સુંસોટ; વચમાં ઘેરીને આગળ પાછળ, ઉભા કરીને કોટ. ॥ ૯ ॥ વળણુ. કોટ કરી ઉભા રહ્યા, દેવા દારૂણ દુખ; કહે વલભ સુત ભીમનો, રહ્યો કુંવર સનમુખ.



## કડવું: ૧૫ મું. રાગ સાખી.

કુંવર સામો માયાવી ઉભો, ગટોરગચ બળવાન; સઘળી દીશા દ્ર-ષ્ટી કરીને, જોઇ લીધું અભેમાન. ॥ ૧ ॥ ત્રીતાડ ઉચા સરવ દીઠા, એક મનુશ આકાર; કુંવરે જાણ્યું સર્વ તણો છે, સનમુખ તે સરદાર. ॥ ૨ ॥ એવું જાણી અભેમાન બોલ્યો, કોણછો શા મનસુબા; ભુપતી જાણી મુજ સામી શી, અરજ કરવા ઉભા. ॥ ૩ ॥ સાંભળી સુત એડં-બાનો બોલ્યો, બકે શું વણ વીચાર્યું; મ્હોત ભમેછે તારે માંથે; મ્રત્યુ થ-

શે અણધાર્યું. ॥ ૪ ॥ કોની નાત ને કોણ જાત તું, કેઇ દીશા ઘર ગામ; કોના કુળનો કુંવર છે તું, તાત તણુ શું નામ. ॥ ૫ ॥ અભીમન્યુ કહે શુ પુછેછે, માંડીને મુજ વાત; તાહારી ગ્નાતી ને જાતી શી છે, કોણ છે તારો તાત. ॥ ૬ ॥ મુમત લેતા નામ ન દેતા, વીખાણે આપ વડાઇ; જો તાતજી તણાં નામ કહેતો, થાય નહી લડાઇ. ॥ ૭ ॥ પણ જુવાનીયા છે બાળ ચેષ્ટા, હુંપદ બહુ મન આણે; શીઆળ સેમમાં કુતરૂ ગામમાં; તેવી રીતે મત તાણે. ॥ ૮ ॥ ગટોરગચ્ચ કહે સુણ છોરા, વાંકાં વદેછે વચન; શાથી તું આવ્યો આ ભોમીમાં, લગાડયું મ્હારૂ વન. ॥ ૯ ॥ અભીમંન્યુ કહે ભુપતી હું છું, સકળ છે ભોમ મ્હારી; કેટલાં વર્સથી હાંઇ વસ્યો તું, વાત ખરી કહે તારી. ॥ ૧૦ ॥ સાચે સાચું કહેજે નહીતો, ઉપજશે દુખ આડુ; વણ રજાયે વસ્યોછે વનમાં, લાવ્ય ભોમીનું ભાડુ. ॥ ૧૧ ॥ ભાડા વીના રેહેવા નવ દીજે, લીજે ધન માલ લુટી; પાય ન પડેને બાકરી બાંધે, આયુશ દોરી ખુટી. ॥ ૧૨ ॥ વચન સુણી ખડખડ હસ્યો, હેડંબાનો તન; જુઓ દહીતો ભાડુ આ માગે, ભાડે હું વસ્યો વન. ॥ ૧૩ ॥ શું છાકમાં છકયું છે છોકરૂ, જેમ ફાવે તેમ બોલે; દેવ ધરાધરી ડરે મ્હારાથી, નગણુ તરણ તોલે. ॥ ૧૪ ॥ સાંભળરે રથના બેસનારા, નથી તુ મુજ સમાન; શેશની સામુ અળશીયું જેમ, સીંગની સામુ સ્વાન. ॥ ૧૫ ॥ સાગર આગળ ખાબડુ જેવું, કનક કને કથીર; તે પરમાણે તુ મુજ સામો, શું રહયો રાખી ધીર. ॥ ૧૬ ॥ તેવું સાંભળી કુંવર બોલ્યો, પારથનો સંતાન; કીંમત નથી તુજને મ્હારી, ન થૈશ હીંમત વાન ॥ ૧૭ ॥ અનેક તમે એકલો હું છુ, પણ જોજે હાથ મારા; માહારી આગળ કેવા તમેછો, એક ચંદ્ર બહુ તારા. ॥ ૧૮ ॥ સુર્યના સામા દીપક કોટી, ગંગ ધારાકને છાંટા; તેવા તમેછો કેવા જેવા, ભાલાની આગળ કાંટા. ॥ ૧૯ ॥ વળણ ॥ એમ વચન અભેમાનનાં, સાંભળી કોપ્યો અપાર; કહે વલ્લભ તવ બોલીયો, ભીમ તણો કુંવાર. ॥ ૨૦ ॥

---

## કડવું: ૧૬ રાગચોપાઈ.

બોલ્યો ગટોરગછ મુખ એમ, સહુ જોઈ રહ્યાછો કેમ; મારો ઠેર કરો કેહેર ઝાજો, બહુ બોલીને સું જાય સાજો. ॥ ૧ ॥ બાગમાં આગમુકી અપાર, મારો માડામન મેલીને માર; ચુંથો ચામડીને હાડ ભંગ, એનું આખું રહે નહી

અંગ. ॥ ૨ ॥ ટોઇબાજે ન આપ સંગ, વાળો રોસણુ રીસને રંગ; એવું કેહેતાં-માં કોપ્યા અસુર, રાતા તાતા થયા ભરપુર. ॥ ૩ ॥ ફેકે ફાંસડા વાંસડા કાહાડી, મારે પાશાણુ જંગલ ઝાડી; મ્હાં અભેમાને અથીયાર, લેઇ બાણુ દેવા માંડયો માર. ॥ ૪ ॥ તવ વરકોદરનો તન, કરી ગરજના ગયો ગગન; જઈ વનમાં પેડે પાછો આવે, ઝાડ પહાડ ને તાડજ લાવે. ॥ ૫ ॥ નાંખે અંત્રીક્ષથી ધરી સુર, ચેતો કુંવર કરે ચકચુર; કરે કટકા આવી અંગ વાગે, પણુ બા-ણુાથી પરવત ભાગે. ॥ ૬ ॥ ઝાડ તાડ કરે છે છેદન, પાછો પડતો નથી અભે-મન; એમ લડતાં બે વડતા શું કીધું, મંત્ર ભણી શંભુ બાણુ લીધું. ॥ ૭ ॥ ફરી ફુંદટી ફેક્યું જ્યારે, શહસ્ત્ર દહીત થયા લોપ ત્યારે; દેખી વનવાશી ક્રોધે ભરીયો; માયાવીનર નીચે ઉતરીયો. ॥ ૮ ॥ એણે પછાડયું શીશ વીસવાર, કર્યા અસુર વીસ હજાર; ટોળે ટોળાં ને ફાટેલા ડોળા, ફેકે ફરશી ને ગોફણુ ગોળા. ॥ ૯ ॥ દેપાં દેખાળા ધારીને મારે, પાપી પ્રચંડ પોકપોકારે; દહીતન સોંપી ગયો ગગન, રહ્યો અંત્રીક્ષ હેડંબા તન. ॥ ૧૦ ॥ કરે ઉચે રહી અતી જોર, ભલો હાથ આવ્યો છે ચોર; એમ કર્યા કરે બકોર, આગમુકી એ હરામખોર. ॥ ૧૧ ॥ કરે કુંવરને ક્રુર કષ્ટી, પડે પાશાણુ ની મ્હા વ્ર-ષ્ટી; ખસે ખેલાડુ જાળવે અંગ, તોહયે ગાત્ર ઘણુ થાય ભંગ. ॥ ૧૨ ॥ ધ્રૂજ્યા થરથર કુંવરના ચરણુ, જાણ્યું નીસ્ચે આવ્યુ આજ મરણુ; નહી જીવીયે જીવડો જાશે, મ્હારૂ ચામ્રરણમાં ચુંથાશે. ॥ ૧૩ ॥ નીસ્ચે મર-વું તો રડવું શામાટે, બહુ બાણુ છોડયાં સુસવાટે; એક લીધું મોહાસ્તર ભણી, નાંખ્યું ગગન જાણીને ધણી. ॥ ૧૪ ॥ ભોકાયું ભીમ સુતને જ-ઇ, પેઠુ પુરણુ રૂદીયા મહી; તવ માણુ બ્રમાન્ડે ચડીયો; નવ જોજન જૈ દુર પડીયો. ॥ ૧૫ ॥ રહી નહી એને સુધ્ય સાન, પડયો ભોમીમાં થૈ બે-ભાન; પછી કુંવરે શું કામ કીધું, શીવ મંત્ર ભણી બાણુ લીધું. ॥ ૧૬ ॥ નાંખ્યું બહુ બળથી કરી કોપ, થયા અસુર સઘળા લોપ; ઉભો એત્રે થઇ ઘડી ચાર, વળી મુરછા ભીમ કુંમાર. ॥ ૧૭ ॥ ઉઠયો રૂઠયો ભરા-યો ટેક, કીધા અસુર હજાર એક; ચાલો શેવક સુરપણુ કરીયે, પ્રાણુ સત્ર તણા પરહરીયે. ॥ ૧૮ ॥ લેઇ ટોળુને આવ્યો બળીયો, દેખી દુશ-મન બહુ કળકળીયો; કરો બળ હોનારૂં હોય, ઝાડ પાહાડ નમારશો કો-ય. ॥ ૧૯ ॥ મારો ઝપાટો જણાવો જોર, કરો ધુળે અંધારૂ ઘોર; નાંખો રેણુ થશે અંધકાર, તેણે ગભરાવી દેવો કુંમાર. ॥ ૨૦ ॥ વળણુ ॥ ગભ-રાવો એ છોકરૂં, ઉછાળી ભુ ભાગ; નેત્રન સુજે એટલે, ફાવે મ્હારો લાગ.

— ❧ —

## કડવું ૧૭ મું. રાગ જીકારી ધુમાસ.

આગના આપી અસુર જીવને, ખુખાર્યા રાક્ષસ લોકજી; ઘણાક ગાજા વડવા વ્હાજ્યા, પાડતા પોકા પોકજી. ॥ ૧ ॥ ઉકળે ઉછળે કળકળે કારમા, મારેમારે મુખ ભાખેજી; ખોળે ખોબે ધુળ લેઇને, કુંવર ઉપર નાંખેજી. ॥ ૨ ॥ લોચન મોચી નજર નીચી, રાખીને રેહેણુ ઉછાળેજી; વાંકાં વળીને દાટજ વાળે, આડુ અવળુ નવ ભાળેજી. ॥ ૩ ॥ થેકડા ભરતા હોકારા કરતા, જબરૂ જણુવે જોરજી; કાંકરા કુંકરી જીણી રજોટી, ઉડી થયું ઘમઘોરજી. ॥ ૪ ॥ કરી ગરજના ગગન ચડીયો, હેડંબાનો બાળજી; અંત્રીક્ષ રહીને ચરચા જોતા, વ્યાકુળ થઇ વીકરાળજી. ॥ ૫ ॥ અભીમન્યું અકળાયો રૂંધાયો, ચરણુ થરથર ધ્રુજેજી; રજોટી ભરાઇ નાશીકામાં, નેત્ર વડે નવ સુજેજી. ॥ ૬ ॥ સ્વાસ લેવાય નહીને ન મુકાય, રાક્ષસ રેંણુરોળેજી; રજતજ કાંકરી ઉડતી આવે, ઉભો ઉભો ચક્ષ ચોળે. ॥ ૭ ॥ વસ્ત્ર વપુ સહુ ધુળે ભરાણુ, મુખ પ્રતીકા પુરાણીજી; વડવાનું મેલ્યું વેગળુ ને, પટકુળ હોડયું તાણીજી. ॥ ૮ ॥ તવ ખબર પડી ગટોરગછને, પુરણુ ઉંચો ચડીયોજી; સમળી શમ ત્યાં ઝડપ મારી, આવીને રથમાં પડીયો. ॥ ૯ ॥ કુંવર ઉપર ક્રોધ્ર કરીને, કીધો મુષ્ટી મારજી; ગાભરો કીધો ગટોરગચે, છીનવી લીધાં અથીઆરજી. ॥ ૧૦ ॥ અભીમન્યુને ફાળ પડીને, પટકુળ અંગથી કાહાડયુંજી; મરવું આદર્યું મન થકીને, હસ્ત થકી યુદ્ધ માંડયુંજી. ॥ ૧૧ ॥ બે બળીયા ત્યાં ગાજ્યા વ્હાજ્યા, બળથી બાથો બાથજી; કુસ્તાઇ લાગી સુસ્તાઇ ભાગી, જુએ અસુરનો સાથજી. ॥ ૧૨ ॥ લડતા કનડતા રથેથી પડીયા, પૃથ્વીપર પરચંડજી; માયાવી દાવ જોઇ ઘાવ કરે છે, રાક્ષસે કીધુ કુભંડજી. ॥ ૧૩ ॥ ગટોરગચની પક્ષ કરીને, મારે કુંવરને મારજી; બીજાયે રથ બધો ભાગી નાંખ્યો, માર્યાં ઘોડા ચારજી. ॥ ૧૪ ॥ બળીએ બળીયા બાજયા કરેછે, એકએકને દે ધીકજી; છાતીના બંધનો સમંધ તુટે, કળેચડી આવે હીકજી. ॥ ૧૫ ॥ કરણુ પકડી નાશીકા ભાગે, દેછે ઢીચણુની ઠેસજી; ધોલ થપડને ગડદા પાટુ, મારે ને ઝાલે કેશજી. ॥ ૧૬ ॥ કોણીયે કોણી દે કુંખ ચોંટી, લડાવે શીરે શીરજી; પડતા હેઠા થાયછે બેઠા, નાંખે ચીસે ચીસજી. ॥ ૧૭ ॥ એવામાં માયાવી દાવ જોઇને, બેસી ગયોછે ધરણુજી; મ્હા ક્રોધ ભરીયો અભીમન્યુનો, ચપશી ઝાલ્યો ચરણુજી. ॥ ૧૮ ॥

ઉચકી ઉભો થયોછે સુભો, હીલોળી નાંખ્યો હેઠોજી; પડ્યો ચતાપાટ તેની રૂદેપર, ગટોરગચ્છ ચડી બેઠોજી. ॥ ૧૯ ॥ કુંવર નીચે તરફડેછે, દ્વેશ માયાવી ધારેજી; અભીમન્યુના મુખમાં રેહેણુ, ભરીને ગડદા મારેજી. ॥ ૨૦ ॥ દંત પીશીને બહુ ચપશીને, ગળામાં દીધા નખજી; નસો નાડી ત્યાં તણાઈ સુતની, ઉંચાં ચડીયાં ચખજી. ॥ ૨૧ ॥ મોઢેથી નીકળ્યા ફીણ ફીસોટા, કારમુ થયુ કુભાન્ડજી; સુધ ગઇને સ્વાસ થયો બંધ, પ્રાણ ચડ્યો બ્રંમાન્ડજી. ॥ ૨૨ ॥ અંતરયામી વીસ્વના સ્વામી, જાણી હરીયે વાતજી; જાણ્યું ભાણેજો ભોમી પડીયો, થશે એની દેહ ઘાતજી. ॥ ૨૩ ॥ જોએ મરશે તો ધાર્યુ ફરસે, કરશે હરણ નહી કોયજી; મારૂ બોલ્યું રેહેશે મ્હારા મુખમાં, હળધારીનું કર્યુ હોયજી. ॥ ૨૪ ॥ એવુંજ જાણી પુરૂશ પુરાણી, ચાતુર કેમ જાય ચુકીજી; ગટોરગચના ગટમાં ગોવીંદે, દયાને દીનતા મુકીજી. ॥ ૨૫ ॥ તવ કોમળ રદે ગટોરગચનું, થઇ ગયું સુભ સારૂજી; અરેરે જીવ નીકળી ગયો, હવે એને શીદ મારૂજી. ॥ ૨૬ ॥ વળણ. એમ કહી ઉભો થયો, ચાલો દહાતો બાગ; વદે વલ્લભ સહુ સંચર્યા, હોલવવાને આગ.

— ⁂ —

## કડવું ૧૮ મું. રાગ ચોપાઈ.

ચાલ્યા આગ હોલવવા અસુર, દોડ્યા દડબડ દોટે પુર; પણ વડતાં થઇ જે વાર, ઘેર હેડંબી કીધો વીચાર, ॥ ૧ ॥ પુત્ર પરવર્યા દુશમન પાસ, થઇ વાર પડ્યો મન ત્રાસ; હજી આવ્યો નહી સુત બળીયો, સામો સત્રુ માંથાનો મળીયો. ॥ ૨ ॥ રખે કુંવરને કાંઇ થાય; મ્હારૂ જીવતર છુટી જાય; મારે ઘાલુ લડાઇમાં લક્ષ, પરવરૂ હું પુત્રની પક્ષ. ॥ ૩ ॥ એવું ધારીને નીકળી નાર, આવી સોવ્રણ ધામની બ્હાર; હતી સુક્ષમ શાભા અનુપ, એણે ધર્યું માયાવી રૂપ. ॥ ૪ ॥ રણ વઢવા જવાની રૂચી, સાત તાડવા બની ઉંચી; ત્રણ તાડ લાંબા બેઉ ચરણ, ચાર તાડ લાંબુ દેહ વરણ. ॥ ૫ ॥ શીશ ડુંગર સમ કેશ કેવા, લાંબા જાડા મ્હોટા વાંસ જેવા; નવગજ નાશીકા દ્વીગાળા, સ્વાસ શાર મ્હોટાં ધંનાળા. ॥ ૬ ॥ નગ્રદ્વાર સરીખુ વદન, મ્હોટાં સરોવર સરખાં લોચંન; બ્હાંમ દંતુ વજ્ર તોડે તેવા; બેઉ કરણ સાગર નાભ જેવા. ॥ ૭ ॥ એવો કારમો વેશ ધરીને, ચાલી પુત્રની પક્ષ કરીને; દોડી પુત્રની પક્ષે આવે, જાતાં લોહ ત-

ણા ચણા ચાવે. ॥ ૮ ॥ દહીત ટોળું જતો આવ્યું જેત્રે, દીઠી માતા ગ-ટોરગચ તેત્રે; કીધો જનુની જાણી જુહાર, શીદ સધારો માત આવાર. ॥ ૯ ॥ તવ હેડંબા કહે એ બાળ, લાગીવાર મને પડીફાળ; જાણ્યુ કરી-આવુ શત્રુનુ ભક્ષ, આવતીતી હું તારો પક્ષ. ॥ ૧૦ ॥ ભલે સાંમો મળ્યો-તું કુવાર, બેટા કહો યુધના સમાચાર; હતો સત્રુ કેવડો કેવો, સુત કહે માતા મ્હારા જેવો. ॥ ૧૧ ॥ પણ ઘણો હતો બળવાન, કોઇ મોહોટા તણો સંતાન; બળવંત એ બાણાવળી, માર્યેન મુઓ છે તર્યો છળી. ॥ ૧૨ ॥ કહે હેડંબા હરાવ્યો હોડે, બેટા કોણ તે કુંવરની જોડે; બોલ્યો ગટોડગચ માત મ્હારી, નથી જોડે કોઇ નરનારી. ॥ ૧૩ ॥ આવ્યો એકલો રથમાં બેસી, પડયો રૂજની રણમાં પેશી; આણ્યો કાળ મેં કારજ કીધુ, એનું સબ રણમાં રેહેવા દીધું. ॥ ૧૪ ॥ સુણી બોલી હેડંબા એમ, છે તે છોકરૂં જોવાનો પ્રેમ; તેને જેવાને જાવુંછું તન, તમો હોલવો આપણુ વન. ॥ ૧૫ ॥ આપો આગના સુતને જયારે, ચાલ્યા સરવ સુરા બાગ ત્યારે; કરે વહંની સમાવા ઉપાય, પણે એડંબા ચાલી જાય. ॥ ૧૬ ॥ પડી સુભદ્રા મુરછામાંય, થઇ બેઠી વળી મુરછાય; આવી સુધ્યોને આવ્યું ભાન, ગંયો રથ સૈત કયાં સંતાન. ॥ ૧૭ ॥ વળણ ॥ કયાં ગયો સંતાન મ્હારો, એમ કરે પોકાર; વ્યાસ વલ્લભ વાણી વદે, ભાસે વન ભયંકાર.

—❧—

## કડવું ૧૯ મું. રાગ કાફી.

બોલ્યા વૈશંમ પાયે વચન, સુણ પરીક્ષત કેરા તન; એતો પુત્રને પોકાર કરતી, વન વીશે આંસુડાં ભરતી. ॥ ૧ ॥ પુત્ર પુત્ર હો પુત્ર પોકારે, કોઇ ન બોલ્યું ગભરાઇ ત્યારે; અરેરે કેમ થયું એ બાળ, લાગી સોધવા વન વીકારાળ. ॥ ૨ ॥ મારે ફાંફાં અંધારે ફરતી, ત્રાહ્ય ત્રાહ્ય તે મુખ ઓચરતી; દીઠો રથરણમાં ભાગેલો, જડયો સોધતાં પુત્ર પડેલો. ॥ ૩ ॥ જોયું સબ સુતનું જેત્રારે, બેઠી ગળગળી ભોમોમાં ત્યારે; હાશ કોશ ગયા એના ઉડી, હરા દુખ દરીયામાં બુડી. ॥ ૪ ॥ અરેરે દૈવડા આ શું થયું, મારૂં નીરધનનું ધન ગયું; ફુટયું કરમ મ્હારૂં કઠોરૂં, ખોઇ બેઠી એકનું એક છોરૂં. ॥ ૫ ॥ દૈવ દાહાડો થયો મ્હારો વાંકો, પડયું દુખ રહ્યો નહી આંકો; પુત્ર પુત્ર પોકારજ કીધા, સુત સુતેલો ઉછંગ લો-

ધો ॥ ૬ ॥ બોલો બોલો કહીને બોલાવે; મુખઝાલીને માત હલાવે, ઉંચો કરી કરીને જોતી, ફાટે રૂદીયા તેવું રોતી. ॥ ૭ ॥ ચાલે લોચન હાંસુ ચોધાર, કુટે શીશને છાતી અપાર; નવેગ્રહો વાંકા થઇ પડીયા, કેમ કઠોરાં કર્મ નીવડીયા. ॥ ૮ ॥ ગયું ઘરબાર ધનમાલ રાજ, ગયો ટેક તોરોને લાજ; પડી પરઘેર પેટડું ભરતાં, તોહિ ફળ મળયાં અતી નરતાં. ॥ ૯ ॥ સ્વામી મુકીને વન પડયો હુતો; લાવી રણમાં મુકી સુતસુતો; એમ વલવલે અત્યું આદરે, રડે રણમાં રામા જીણે સ્વરે. ॥ ૧૦ ॥ આવી હેડંબા જોવા સંતાન, તેણે રૂદન સાંભળીયું કાન; અહો કોઇ કામા કરે રૂદન, મને કહ્યુંતુ મ્હારે તન. ॥ ૧૧ ॥ નથી સુત સંગકો નર નાર, ત્યારે આકોણ કરે પોકાર; કોઇ છે અબળાની જાતી, રડે જેમ છળી જાય છાતી. ॥ ૧૨ ॥ સુતસાથે શીસગાઇ એની, થાય સ્ત્રી માતકે થાય બેહેની; હાલ જોવાને જાવું હું પાસ, નહી બોલે પછી પામી ત્રાસ. ॥ ૧૩ ॥ માટે હાલ હાંઇ ઉભી રહેવું, એનું સગપણ સાંભળી લેવું; એવું જાણી સુક્ષમ દેહ ધરી, બેઠી વ્રક્ષ અફા સુંદરી. ॥ ૧૪ ॥ દીધું ધ્યાન ત્યાં કાનજ માંડયા, સુણે છબીલી ઉતપાત છાંડયા; રડે સુભદ્રા શીશ કર ધરી, પાડુ પીંડ મ્હારો કાંક કરી. ॥ ૧૫ ॥ વલણ ॥ એમ અતી આક્રંધ કરે સુત ગ્રહી, બે હાથ; કહે વલ્લભ સંભારતી. સાસરીયાનો સાથ.

—❦—

કડવં. ૨૦ મું ॥ ઓખારણમાં. ગણપત બોલો હો બાળા. એ રાગ.

મારા લાડકવાયા તન, અભેમાન બોલોનેરે, તારી માતા હું કરૂ રૂદન. અભેમાન બોલોનેરે. ॥ ૧ ॥ જરા જુઓને આંખ ઉઘાડી. અભે. તેંતો રઝળાવી રણમાં માડી. અભે. ॥ ૨ ॥ કીયા સત્રુએ કીધો આ કેર. અભે. હોય સંગ સગુતો લે વ્હેર, અભે. ॥ ૩ ॥ બેટા જનમનો તુ રોશી. અભે. નથી વડીઆઇ કુન્તા ડોશી. અભે. ॥ ૪ ॥ સુણી હેડંબાને આવ્યાં હાંસુ. અભે. કુન્તા નામેછે મ્હારી સાસુ. અભે. ॥ ૫ ॥ બેટા તુજને નડયું મ્હારૂં કરમ. અભે. નથી વડીલ કાકો તારો ધરમ. અભે. ॥ ૬ ॥ હેડંબાને સગપણ ભાસ્યું હેઠ. અભે. રાજા ધરમતો મ્હારો જેઠ. અભે. ॥ ૭ ॥ બેટા ન રહ્યો કુશળ ખેમ. અભે. નથી કાકો ભીડ ભંજન ભેમ. અભે. ॥ ૮ ॥ સુણી ત્રાસ હેડંબા પામી. અભે. કહ્યો ભીમ તેતો મ્હારો સ્વામી. અભે ॥ ૯ ॥ બોલો બોલો બેટા અભેમુન અભે. નથી

તાત તાહારો અરજુન. અભે ॥ ૧૦ ॥ આવ્યો ઉમંગે આયુધ ખોશી. અભે. નથી કાકો તો શેદેવ જોશી. અભે. ॥ ૧૧ ॥ હોય તો તે ફકાવું ધુળ. અભે. નથી નાંહાંનો કાકો નીકુળ. અભે. ॥ ૧૨ ॥ હેડંબાયે સગાઇ સત્ય જાણી. અભે. આતો દેરાણી ને હું જેઠાણી. અભે. ॥ ૧૩ ॥ વળણ. એમ સમપણ સત્ય જાણીયું, તવ મન પ્રગટયો શોક; કહે વલ્લભ તે માનુની મુકી મોટી પોક.

## કડવું ૨૧ મું. રાગ સાખી.

પોકજ મુકી કારમીને, આવી કુંવરની પાસ; તે દેખી સુભદ્રા ફુઈ, પડીયો મનમાં ત્રાસ. ॥ ૧ ॥ અરેરે આ અઘોર રણમાં, અબળા જાતે કેવી; ભુત પીસાચ કે ડાકેણ સાકેણ, વંતરી કે વન દેવી. ॥ ૨ ॥ ચુડેલ ઝાંપડી કે મેલડી છે, શીકોતરી કે પ્રાણી; એમ અતી મન તરંગ ઉઠયા, ગોરી ઘણી ગભરાણી ॥ ૩ ॥ એટલે આવી બોલી હેડંબા, બાઇ તમે દેરાંણી; હું ભીમશેનની ભામનીછુ, તમ તણી જેઠાણી. ॥ ૪ ॥ જરા ન બીશો જરા ન ડરશો, ધારણ રાખજો મન; આ સુત સાથે જુધ્ધ કર્યુંછે, ઘટોડગછ મુજ તંન. ॥ ૫ ॥ ભાઇએ ભાઇ લડયા અજાણે, નથી લડયું અન્ય કોય. એવું સાંભળી સુભદ્રાના, મનમાં ધ્રાસ્કુ હોય. ॥ ૬ ॥ પછી હેડંબાયે પુત્ર લીધો, પોતાને ઉછંગ; હવે જીવીને શું કરૂં હું, પાડુ મ્હારૂં અંગ. ॥ ૭ ॥ પેહેલી ન જાણી મેહેતો દેરાણી, વાંજણી કીધી કુખ; અરજુન દીયર ડાહ્યો મ્હારો, શું દેખાડીશ મુખ. ॥ ૮ ॥ કાળાટીલી મ્હારે કપાળ ચોટી, બેઠુ લાંન્છન મ્હોટું; કેહેશે કે પીતરાઇપણુ જણાવ્યું, ખરે ખરૂ થયુ ખોટું. ॥ ૯ ॥ એમ કરીને રડવા લાગી, પોક મુકે બે ભાન; ઘટોડગછ બાગ હોલવેછે, તેણે સાંભળ્યું કાન. ॥ ૧૦ ॥ સાંભળો દહીતો સાંભળો દહીતો, માત મ્હારી પોકારે; સૌવીશા પેલો જીવતો થયો, મ્હારી જનુનીને મારે. ॥ ૧૧ ॥ શું જુઓછો જૈએ ઝપાટે, સપાટે સુંસોટ; એમ કહ્યું કે અસુર સરવે, દરબડ મુકી દોટ. ॥ ૧૨ ॥ લગભગ આવ્યા દોડતા છે, લડતના મનસુબા; જનેતા જ્યાં રૂદંન કરે ત્યાં, ઘેરો ઘાલીને ઉભા. ॥ ૧૩ ॥ સું છે સું છે પુત્રજ પુછે, કેમ આ છોકરૂં ઝાલ્યું; હેડંબા કહે અણસમજણના, ઉધમાતમાં ઘર ઘાલ્યું. ॥ ૧૪ ॥ એકાએક શું વગર બોલે, આરંભ્યો સંગરામ; સામાસામી શું પુછયું નહી હોય, ઘરમામ

આપનું નામ. ॥ ૧૫ ॥ ગટોડગછ કહે મુજ માતા, તે વાત કયાં તું પુછે; હળીમળી સુત ઉછંગ લીધો, તે તણું કારણ શું છે. ॥ ૧૬ ॥ સુતના વાયક સાંભળીને, વદીયાં મા વચન; મરણ પામ્યો બંધવ તારો, અરજુનજીનો તન. ॥ ૧૭ ॥ એવું સાંભળી પડયો ચરાડો, અરેરે શ્રીરણછોડ; ત્રીલોકમાં હાવો ભાઇ ન મળે, ભાગી ગઇ મ્હારી જોડ. ॥ ૧૮ ॥ અરેરે ભાઇ બેહક બેસાડયો, કહી ઢળી પડયો ધરણ; હવે જીવીને શું કરૂં હું, આગુ મારૂં મરણ. ॥ ૧૯ ॥ વળણ. ॥ મરણ આંણું માહરૂં, જીવ્યામાં સો સાર; કહે વલ્લભ રૂવે ઘણો, ભીમ તણો કુંમાર.

---

## કડવું ૨૨ મું. રાગ લલીતની છાંયા.

અરર બંધવા, આમ શું કર્યું, ધરણ પ્હોડતાં, દીલ ના ડર્યું; વિર રીસાળવા, રીસ શું ચડી, પ્રથમ હાવિરે, વાત ના જડી. ॥ ૨ ॥ મરણ શું પડયો, પુર્ણ પીડનો, સુરપણે ઘણો, ભાઇ ભીડનો. ॥૩॥ ખબર હોતતો, આમ ના બને, ઇકલડો કર્યો, બંધવા મને. ॥ ૪ ॥ રઝળતો થયો, વીર તાહરો, અમુલ્ય ભાગિયો; ભુજ માહરો. ॥ ૫ ॥ નજરથી તને, જોઇ ન સખુ, વગર ઓથનો, કયાં જઇ ટકું. ॥ ૬ ॥ હથળ થૈ ગયો, તુજ દુખડે, ફરિશ તું વિના, રંક મુખડે. ॥ ૭ ॥ બળ ન દાખુરે, સંગ કોઇને. દિવશ માહરા, કાડું રોઇને. ॥૮॥ મુખજ દેખુરે, કયાંથિ તું તણું, જનમમાં નતું, દુખ આ ક્ષણું. ॥ ૯ ॥ વળણ. ॥ એમ ગટોડગછ વલવલે, વાગ્યો પેહેલો ઘાવ; કહે વલ્લભ દુખ દુલીયો, કીધો મરવા ભાવ.

---

## કડવું ૨૩ મું. રાગ સવૈયો.

ગટોડગચે આદર્યું મરવું, હેડંબા વદી વચંન; શો માલ છે સુત એમ કર્યામાં, ઓરે મ્હારા તન. ॥ ૧ ॥ ભ્રાત તારો નથી મરણ પામ્યો, છે હજી બ્રંમાંન્ડે પ્રાણ; વ્રધ્ધો ને પુન્યે જીવતો થાયે, નીશ્ચે છે નીરમાણ. ॥ ૨ ॥ કલેશ મુકીને કુંવર મ્હારા, આપણા ધામમાં જાવો; ચરણામ્રતી અમ્મર કુપોછે, સાતમે માળથી લાવો. ॥ ૩ ॥ સુણી ગટોડગચ સંચર્યો તે, આવ્યો પોતાને ધામ; કુપ્પો લાવ્યો વ્હેલો આવ્યો, પ્રભુ કરે વીરા-

મ. ॥ ૪ ॥ તેમાંથી અમ્મર હાથમાં લીધું, હેડંબા હેત આણી; બીજુ લીધું ગટોતગચે, ત્રીજુ સુભદ્રા રાણી. ॥ ૫ ॥ સુભદ્રા કહે આવજો આડે, ધરમ જેઠનું પુન્ય; મરણ પામેલો બેઠો થાજો, કુંવર અભેમુન્ય. ॥ ૬ ॥ ગટોતગચ કહે પરમેશ્વર, દુખડું મ્હારૂં સમાજો; આડે આવજો સત્ય કુંન્તાનું, બંધવ બેઠો થાજો. ॥ ૭ ॥ હેડંબા કહે અરન્યમાં હું, ન્હાંનેથી મ્હોટી થઇ; ભીમ વીના અવરના સામું, જો મેં જોયું હોય નહી. ॥ ૮ ॥ પતીવ્રતા વ્રત પાળ્યું હોયતો, તે પુન્ય આવજો આડે; સુત પડેલો બેઠો થાજો, કહી મુખમાં જળ પાડે. ॥ ૯ ॥ ત્રેણે મળી મુખમાં જળ મેલ્યું, પુન્ય તણું જે વાર; પ્રાણ બ્રમંન્ડે ચડી ગયેલો, ઉતરીયો તે વાર. ॥ ૧૦ ॥ નસેનસોમાં પ્રાણ પસરીયો, સુદ્ધી આવી તત્ર રૂડયો; મારમાર કરતો ક્રોધ ભરેલો, અભીમન્યું ત્યાં ઉઠયો. ॥ ૧૧ ॥ કયાં ગયો સત્રુ કયાં ગયો સત્ર, હળહળ વ્યાપી રીસ; ગટોરગચે અભીમન્યુના, ચરણમાં ધર્યું શીશ. ॥ ૧૨ ॥ સુભદ્રા કહે કુંવર મ્હારા, કોને શત્રુ કહે છે; શો સગો થાય તાહરો જો, ચરણ કોણ નમે છે. ॥ ૧૩ ॥ ઘરમાં ને ઘરમાં વઢી મુઆ, નથી દુસમનદાઇ; ભીમ કાકાનો સુત ગટોતગચ, વડીલ તારો ભાઇ ॥૧૪॥ તે સુણતામાં અતી હેત આવ્યું, મુમત મોઝા વળીયા; ઉઠાડયો ભાઈ ભુજ ભરી, અન્યો અન્યે મળીયા. ॥ ૧૫ ॥ આંગળી ઝાલી નીકળ્યા ચાલી, ધામ ભણી સુખ જાણી; તે બેઉ પુંઠે હાથ ગ્રહીને, જાય જેઠાણી દેરાણી. ॥ ૧૬ ॥ મેહેલમાં આવ્યાં સ્નાંન કરાવ્યાં, ભોજન ભેળાં કીધાં; દેરાણી જેઠાણીને બે બંધુ, પાન સોપારી લીધાં. ॥ ૧૭ ॥ સામાસામી બે હીંદોળા ખાટયો, તેમાં કર્યાં આસન; એક બાજુ સુભદ્રા બીરાજી; સાથે અભેમાન તન. ॥ ૧૮ ॥ એક હીંદોળે બેઠી હેડંબા, સુત પોતાનો સાથ; તે બેઉ લાગ્યાં પુછવા, સુભદ્રાને સરવ વાત. ॥ ૧૯ ॥ હેડંબા કહે ઓરે દેરાણી, શું કરે છે સહુ ઘેર; પાંન્ડવ હેથી પરવર્યા તે, પછી થઇ શી પેર. ॥ ૨૦ ॥ સુભદ્રા કહે સુણો જેઠાણી, કહું કહેલી વાત; તમારે ધામેથી ફરતા ફરતા, ગયા જે પાંચે ભ્રાત. ॥ ૨૧ ॥ પંચાળ દેશમાં પંચાળી નારી, પરણ્યા પાંચે વીર; ઘેરજઇને રાજ્ય કીધું, ધર્મ ધોરીધર ધીર. ॥ ૨૨ ॥ પછી નર દીયર તમારા, આવ્યા એ દ્વારામતી; હરણ કીધું માહારૂને, લગ્ન થયું ત્યાં વ્રતી. ॥ ૨૩ ॥ જન્મ થયો અભીમન્યુનો, કેહેવાઇ લીલાલ્હેર; પાન્ડુ રાજાને સગતી દેવા, યગ્ન કર્યા આપ ઘેર. ॥ ૨૪ ॥ એકારો કર્યા કૈરવ સાથે, કહેવાયા વીરવમાં દીવા; તે યગ્નમાં અભેમન્યુનો, બ-

બળદેવે કીધો વીવા. ॥ ૨૫ ॥ તે પછી વાકા દાહાડા આવ્યા, કૌરવે કપટ કીધું; દ્યુત રમાડી પાંન્ડવ કેરૂં, રાજ્યાસન લે લીધું. ॥ ૨૬ ॥ દ્રુપતી સતી દ્યુતમાં હાર્યા, કૌરવ કુમતી કાહાવ્યા; નગ્ન નચાવવા માર દેતા, પંચાળી સભામાં લાગ્યા. ॥ ૨૭ ॥ સો વીર મળીને ચીરતાણ્યાં, સતી સાથે બાળ દાખી; અનેક ચોર પ્રભુએ પુર્યાં, દ્રુપતીની લાજ રાખી. ॥ ૨૮ ॥ તે થયા પછી વતી ફરી તે, પાછી સોંપી નાર; પાંચે ભાઇને પ્રેમદા તે, વન વસ્યાં વર્ષ બાર. ॥ ૨૯ ॥ હું અભીમન્યું ને કુંન્તાજી, રહ્યાં વીદુરને ઘેર; ગરીબ વસ્તા આપણી આવી, તે જાણી સરવે પેર. ॥ ૩૦ ॥ નીરધન થયાં ને રાજ્ય ગયાં, તે સમજ્યા સહુ લોક; બળદેવે જાણ્યું ન વીતે વ્હાવો, માટે વીવા કર્યો ફોક. ॥ ૩૧ ॥ ફોક કર્યાની ફીકર ન્હોતી, ન્હોતું તે વાતે ઝ્હેર; પણ તે વીવા ભાગીને કર્યો, દુરીયોધનને ઘેર. ॥ ૩૨ ॥ તેથી મને મ્હા કલેશ થયો તે, કુંવરને પુછી વાત; મેં દીકરી દીકરી કહી દુભ્યો, મારી છાતીમાં લાત. ॥ ૩૩ ॥ તેથી અભેમાનને રીસ આવી, કળકળી બોલ્યો આપ; એણે કહ્યું એ કંન્યા ન વરૂં તો, બ્રહ્મ હત્યાનું પાપ. ॥ ૩૪ ॥ એમ કહીને ત્યાર થયો એ, વાર્યું ન કીધું લગાર; કૌરવના ભયથી રાત્રીયે, નીકળ્યાં ગ્રામની બ્હાર. ॥ ૩૫ ॥ મેં જાણ્યું જે કુંવર સાથે, પીહેરીયે હું જાવું; મ્હારા બે બંધુને કરગરીને, એ કન્યા પરણાવું ॥ ૩૬ ॥ એમ જાણી હું જોડે આવી, દારૂણ દુખમાં દુલ્યાં; પંથ તણી ફોમ રહી નહીને, દ્વારીકાં મારગ ભુલ્યાં ॥ ૩૭ ॥ વનને વીસે વીપત વેઠી, આવી પોહોચ્યાં હાંઇ; અજાણે અજાણ લઢાઇ લઢયા, નીસા સમે બે ભાઇ. ॥ ૩૮ ॥ ઓરે ગટોરગછ દીકરા દાતા, ભાઇને બહુ સમજાવો; હઠ મુકી દે એ કન્યાની, ઘેર પાછો મોકલાવો. ॥ ૩૯ ॥ કલેશની કંન્યા ન જોઇએ આપણે, ઘણીક મળશે તન; કાકીના તેવાં વેણ સુણી વદે, ગટોરગછ વચન. ॥ ૪૦ ॥ ઓ કાકી ભાઇને પાછા મોકલું, લાજે મ્હારા બાપ; એ કંન્યા એને ના પરણાવું, તો બ્રહ્મહત્યા પાપ. ॥ ૪૧ ॥ સુભદ્રા કહે જુઓ હેડંબા, આશો તમારો ધારો; તમ સુત ટંટાનો તંત લે છે તમે, પાસ છો કેમ ન વારો. ॥ ૪૨ ॥ હેડંબા કહે ટેક ગ્રહે છે, તેમાં તે હું શું વારૂ; મરવું ન ડરવું પાછાં ન ફરવું, કામ એ ક્ષત્રીનું સારૂ ॥ ૪૩ ॥ ધારૂ તે કરે કુંવર મ્હારો, હું પણ પક્ષે ધાવું; દ્વારીકાં ધીસજો પુત્રને મારે, તો દ્વારીકાં ગળી જાવું. ॥ ૪૪ ॥ સુભદ્રા સુણી વિસ્મય પામી, સુરતણી છે સવાઇ; માતનું જોર તેનો દીકરો કરે, ધાર્યું તેમાં શી

નવાઇ. ॥ ૪૫ ॥ પછી હેડંબાનો પુત્ર પુછેછે, કાકી કયારે લગ્ન થાશે; આન લેઇને કૈરવ જોધા, દ્વારીકાં કયારે જાશે. ॥ ૪૬ ॥ સુભદ્રા કહે કાલ્લે સવારે, નીકળશે એની જાન; ગટોરગચ્ચ કહે પરમ દાહાડે, હમે થશું સાવધાન. ॥ ૪૭ ॥ વળણ. ॥ એમ કહીને એ રહ્યા, આગળ કહું મહીમાય; કહે વલ્લભ કૈરવ ગ્રહે, વીવા સામગ્રી થાય.

—❀—

## કડવું ૨૪ મું.

વધ્યા વૈશમ પાયે વચંન, તુતો સાંભળજે રાજન; હવે હસ્તીના પુર શું થાય, કરે ત્યારી દુર્યોધન રાય. ॥ ૧ ॥ લીધી સેન્યા ક્ષોણી અગીયાર, કીધા વર રાજાને ત્યાર; સાથે સર્વે કુટુંબ પરીવાર, લીધા ભીશ્મ દ્રોણ ને કૃપાચાર. ॥ ૨ ॥ ચોથા અશ્વત્થામાં પણ સંગ, ભલો કીધો ત્યાં જાનનો રંગ; કર્યા સાબેલા સોભીતા સારા, પેહેરી પટકુળ નાકળી દારા. ॥ ૩ ॥ વાગે દુંદભી ડંકા અપાર, થાય ભેર ભુંગળ ટેંહકાર; વાગે મોરલી મૌવર સરણાઇ, તાંસાં ઢોલ પરઘમ વાગે માંહી. ॥ ૪ ॥ વાગે છત્રીસ વાજાં તે સાથે, કાહાડયો વરઘોડો ભુનાથે; વરને સજાવીયા સણગાર, જામા પટકા ચીરા હીરા હાર. ॥ ૫ ॥ કાને કુંડળ લીલમ લળકે, બાંધ્યા બાજુબંધ રત્ન ચળકે; કેડે કામનીયો ગાંણું ગાય, ભાણુમતી દીપક કરમાંય. ॥ ૬ ॥ ચાલ્યાં સુભ સોભાયે સોહાગ, થયા શુકન આડા વહ્યાનાગ; પુછે પાપી આ શુકન કેવા, કહે મામો ફતે થાય હેવા. ॥ ૭ ॥ પછી ચાલ્યા સરવ સુખભેર, નરનારી બાળક ભલીપેર; એણે ગણી સોભાવી છે જાન, મનમાં મ્હોટાઇ અભીમાન. ॥ ૮ ॥ થયા લગભગ દ્વારકાંમતી, ત્યારે બોલ્યોછે છત્રપતી; મામા સેન્યના જોદ્ધા છે જેહ. આપો આભુશણુ સોભે તેહ. ॥ ૯ ॥ જોઈ જોઈ જાદવ વિસ્મે થાય, જોઇ બળદેવ બહુ હરખાય; જોઇ જાણે હેવું વિશ્વપતી, હાવો વેહેવૈ મને મળ્યો નથી. ॥ ૧૦ ॥ ગાજ્યો ગોરીયો ગીતાં ભાતભાત, જેયે તેવા થૈયે પ્રખ્યાત; હેવી આગના દીધી ભુપાળ, કહ્યા પ્રમાણે કર્યું તતકાળે. ૧૧ ॥ આવ્યા દ્વારીકાને ઝાંપે જ્યારે, દીધા દુંદભી ડંકા ત્યારે; જેના ઉંટ ઉપર ઘોંસા વાગે, રસ્તે આવી માગણ લોક માગે. ॥ ૧૨ ॥ ઘણા બંધીજનો આવી જાયે, ચાલતે રથ અવછરા નાચે; રસ્તે જાતાં થાયે થેઇકાર, ઝુલે ઉંટ હાથીને તોખાર. ॥ ૧૩ ॥ ઘણા રથ સુખપાલ ને મેના, બોલે છડીદાર જસઘણા એના; લેછે પુરણ વીવાનો લ્હાવ, રસ્તે થયા અતર છંટકાવ. ॥ ૧૪ ॥

આવી દ્વારીકાને ઝાંપે જાન, સામા આવ્યા બળદેવ ભગવાન; આવ્યા જાદવ છપન કોટી, અહો જાન આવી ઘણી મ્હોટી. ॥ ૧૫ ॥ એવા વીખાણુ થાય અપાર, દેખી ગાય કૌરવોની નાર; ॥ વળણ. ॥ ગીતાં ગાતી કામની, નહી મનમાં કાંઇ શોક; વરરાજાને નીરખે, આવી ગામનુ લોક.

## કડવું ૨૫ મું. ઝરમરીયા ઝાલા એ રાગ.

બંકા રાજાના ડંકા વાગીયા, જાદવરાય જાગો આવી કૌરવ કેરી જાનરે, જાદવરાય જાગો. છત્રપતી હૈ પધારીયા. જાદવરાય જાગો. જાગો બળદેવ ભગવાનરે. જા. ॥ ૧ ॥ ભવીશ ભલેરૂ તમાહરૂ. જા. કયાંથી જાનૈયા તમ ઘેરરે. જા. કૈ આવ્યાને કઇ પાછા ગયા. જા. પણ તમપર થઇ મ્હેરરે. જા. ॥ ૨ ॥ ભુપતી નરપતી નામના. જા. મલપતા દુરીયોધનરે. જા. સેન્યા સકળ સોહામણી. જા. કરશે આ નગરી પાવનરે. જા. ॥ ૩ ॥ આવ્યા હલમલતા હાથીયો. જા. રથ મેનાને સુખપાલરે. જા. આવ્યા છે ઘોડલા ખુંખારતા. જા. વાગે મરદંગ ઢોલ તાલરે. જા. ॥ ૪ ॥ ગોકુળ ગામના રેહેવાશીયો. જા. ઘણા દાહાડા ચારી ગાયરે. જા. હમે વેવીશાળ માનીયું. જા. હવે આવ્યા ગ્નાતી માંયરે. જા. ॥ ૫ ॥ નહીં તો ક્ષત્રી કેહેતું નતુ. જા. સહુ કહેતું હતું ભરવાડરે. જા. હમે મળ્યા તો દાહાડા વળ્યા. જા. વેવૈનો માના લેજો પાડરે. જા. ॥ ૬ ॥ ગાય જાદવ કેરી કામની. ફુલાશો મેલો. નથી અજાણ્યું તમ કુળરે. ફુલાશો મેલો. થોડાં ફુલીને થાવો ફાળકો. ફુ. વીચારો વેવાણો મુળરે. ફુ. ॥ ૭ ॥ બોલો વીચારી ઢીમર જાતનાં. ફુ. સંતનુની મછગંધા નારરે. ફુ. તે બાઇ માંછીની દીકરી. ફુ. તેણે હતું ઘર નાતબારરે. ફુ. ॥ ૮ ॥ ગાંધારી વેવાણુ વડીલ છે. ફુ. તેને જૈ પુછી જુઓ વાતરે. ફુ. માહાદેવજીનો જે નંદીયો. ફુ. તે પરણી ગયો તેની સાથરે. ફુ. ॥ ૯ ॥ આજકાલ વધી પડયાં વીશ્વમાં. ફુ. પેહેલાનો કયાં કહીએ અંન્યાયરે. ફુ. તમને લેવા ક્ષત્રીની નાતમાં. ફુ. હમે આ દીજીયે કંન્યાયરે. ફુ. ॥ ૧૦ ॥ ચંદ્ર સરખી મારી છોકરી. ફુ. વરરાજા ભુતડાંનો ભાઇરે. ફુ. ડાહી ડમરી દાકરી દીજીયે. ફુ. બુધી નથી વરમાં કાંઇરે. ફુ. ॥ ૧૧ ॥ વાયશ સંગ હંશ બાંધીયે. ફુ. જેવો મરકટને મોતી હારરે. ફુ. ભોળવાયા બળદેવ દેછે દીકરી. ફુ. કેહેવરાવશો નહીં બહુ વારરે. ફુ. ॥ ૧૨ ॥ વલણ. એવી રીતે વેવણો, આનંદના ગીત ગાય. કહે વલ્લભ સહુ લોક ત્યાં વરને જોવા જાય.

## કડવું ૨૬ મું. રાગ સાખીની ચાલ.

વરરાજાને જોઈ જોઇ લોકો, મરડે પોતાનાં મુખ; બળદેવે બીહામણો વર સોહ્યો, જોઇ પૈશાનું સુખ. ॥૧॥ ચંદ્ર સરીખો સુત પારથનો, અભીમન્યુ જેનું નામ; કંન્યા લાયક એ વર હુતો, રૂપેરૂપનો ધામ. ॥૨॥ બળદેવજીયે આ વર લેવા, શું જોઇ કીધું પ્રયત્ન; કાગડાની કોટમાં બાંધેછે, સુરેખા સરખુ રત્ન. ॥ ૩ ॥ એમ છાના વાતો કરે છે, ટોળેટોળાં વળી ત્યાંય; બળદેવજી જાન તેડીને લાવ્યા, દ્વારીકાં કેરી માંય. ॥ ૪ ॥ સામસામી બે મુકામ આપ્યા, જુજવાં નરને નારી; આસના વાસના ઘણી કરીને, હળધર ગયા ઉતારી. ॥ ૫॥ એવે આણંદે દીવશ ગયો, તેવે પડી છે રાત; રૂજની વીતી ગટોડગચ જાગ્યો. થતે મ્હોટે પરભાત ॥૬॥ અભેમન્યુને આપે ઉઠાડચો, વીરા હું દ્વારીકાં જાવું; અરજુન સુત કહે મમ વીરા, હું પણ સાથે આવું. ॥ ૭ ॥ ગટોડગચ્છ કહે મમ બંધું, બેઠા ભજો શીવશીવ; હું એકલો જાવું સુભદ્રા કાકીનો, ઘણો અધીરો છે જીવ. ॥ ૮ ॥ સુણી સુભદ્રા એમ બોલી, બેટાએ બોલેતું હાલો; જેવો મ્હારો મોઘો મને તેવો, તારી માને તું વ્હાલો. ॥ ૯ ॥ ભત્રીજા તેં એકલે શાં, રણ ભાગ્યાં તે બતાવો; દીકરા હું આગના આપુછું, હળી મળી બેઉ જાવો. ॥ ૧૦ ॥ ગટોડગચ કહે ખુશી તમારી, ઉઠો વીરા થાવો ત્યાર; અભીમન્યુયે વસ્ત્ર પેહેર્યા, હાથ લીધાં અથીયાર. ॥ ૧૧ ॥ ત્યાર થઇને કુંવર બોલ્યો, ઓરે ગટોડગચ ભાઇ; તમારે ઘેરછે સાહેબી જાજી, તેવી નથી જોઇ કાંઇ. ॥ ૧૨ ॥ રીદ્ધીસીધી નવીનીધ તમારે, ધ્રજ્યે હારે સુરપતી; પણ મને એક ખામી લાગે છે, વાહન કેમ કાંઇ નથી. ॥ ૧૩ ॥ ન મળે ઉંટ કે ન મળે હાથી, ન મળે એક તોખાર; ચરણે ચાલીને દ્વારીકામાં, જાશું કેવે પ્રકાર. ॥ ૧૪ ॥ ગટોડગચ કહે વીરા મ્હારા, જે કહો તે છે ત્યાર; એમ કહીને દહીત માયાવો, બોલાવ્યા તેણી વાર. ॥ ૧૫ ॥ ચાર દહીતનો રથ બનાવ્યો, ચારને કીધા ઘોડા; ચાર દહીતના પીંન્ડાં બનાવ્યાં, ચારના ચાર હછોડા. ॥ ૧૬ ॥ અભીમન્યુ જોઇ આણંદ પામ્યો, આ ગુણ કેમ કળાય; વીરના વીખાણ કરતો આવી, બીરાજ્યો રથમાંય. ॥ ૧૭ ॥ ચાબુક આલી હાંકવા બેઠો, ભીમ તણો કુંવાર; બને માતાની આગના લીધી, હકારીયા તોખાર ॥ ૧૮ ॥ રથ ચલાવ્યો પવન વેગે, દ્વારીકાં લગભગ થાય; એક જોજન ગામ આઘુ રહ્યું કે, બોલ્યો અભે-

માન ત્યાંય. ॥ ૧૯ ॥ ઓ ભાઇ રથ રાખો હાંઇ ઉભો, આ રહ્યો અશોક બાગ; તેમાં છે ભોંયરૂ ઉતરવાનું, જાણે નહી કોઇ કાગ. ॥ ૨૦ ॥ ગામમાં ગયાનું કામ નહી, લેવી છે પરાઇ છોરી; નથી આવ્યા કરવા શાહુકારી, છે કરવાની ચોરી. ॥ ૨૧ ॥ એવું સાંભળી ને રથ રાખ્યો, ઉતરીયા બે વીર; માયાવીયે રથ લોપ કીધો, આગે ગયા રણ ધીર. ॥ ૨૨ ॥ સોહામણી શોભા બાગ તણી છે, લીલાશ ભરી અપાર; શીતળ વાયું વાય ઘણેરા, ત્યાં વ્રક્ષ અઢારે ભાર. ॥ ૨૩ ॥ વચમાં સરોવર સુંદીર સોભે, હંસ રહે તે કીનાર; કમળ પોયણા ખુબ ખીલેલાં, ભમર ભમે વારો વાર. ॥ ૨૪ ॥ બપૈયા બાગમાં બોલ્યા કરે છે, કોયલ કરે બકોર; પોપટ ઝીણી ડાળીયે હીંચે, ટૌકા કરે છે મોર. ॥ ૨૫ ॥ શબ્દ પાડી પાડી મેંના બોલે, લોલા છે લાલ રંગ; ચર્કલી ચકચક ચકોર બોલે, કૌઆ છે સ્વેત અંગ. ॥ ૨૬ ॥ તેતરના ટૌકા થાય મીઠા, દાદુર પક્ષી અનેક; અનંત પક્ષી બાગમાં બોલે, કેહેતાં ન આવે છેક. ॥ ૨૭ ॥ લટરો લાગી તરૂવર કેરી, ઘણીક લાંબી વધેલી; ગુલબાસ ગુલછડી ગુલસબ્બો, ચંપો ને ચંબેલી. ॥૨૮॥ મોત્ર્યરો મલ્લીઆગરીને મરેડી, સુર્ય વંશી ફુલ મોહોટા; કરેણા કરેણીને ગુલબાસો, ગુલદાવદી ગલગોટા. ॥ ૨૯ ॥ ખડચંપો ચંપાવતી ચમરી, અમ્મર ફુલ સુવાસી; રેવતી કેતકીને જાઇ જુઇ, બોરસલી બારમાસી. ॥ ૩૦ ॥ હારસંગોને અગથીયો છે, ફનસવંસી ફુલ; જાયફળ જાવંત્રી તમાલ પત્ર, તજ ઘણી અમુલ. ॥ ૩૧ ॥ સફરજનને શીફળ ફોફળ, શીકોરાં શેતુર; શેકટો શીમળો સીતાફળી છે, લીલાં મરી મ્હા મધુર. ॥ ૩૨ ॥ રામફળ જાંમફળ ઝાડ જાંબુનાં, બપૈયા બદામ; કનસ ફનસ પપનસ લીંબુ, દાઢમડીને જામ. ॥ ૩૩ ॥ અખોડ અંજીર અનનસ કાજુ, કમરખ કેળને ડમરા; કલમી આંબા બોરડી નારંગી, તેપર ભમે ભમરા, દ્રાખ ચોરૂ ચારોળીને પસ્તાં, ફાલસાં ખારેક મ્હોટિ; પીપર લવીંગ અક્કલગરો, એળચીની લંબ સોટી. ॥ ૩૫ ॥ અગરચંદન સુખટ જાસુદ, લજ્યાળું સંકોચેલી; આશાળ વરીયારી પડો પાંદડી, હેરામણી શામવેલી. ॥ ૪૬ ॥ સમુદ્ર સોસને નાગર વેલ્યો, પંકજ ધરણ ઢળીયો; પોપટ વેલી ચાંદવેલી તે, વ્રક્ષમાં વાંકી વળીયો. ॥ ૩૭ ॥ વળણ ॥ એવા બાગમાં આવીયા, હરખ્યા જોઇ નરેશ; પછી દીઠું ભોંયરૂં, તેમાં કર્યો પ્રવેશ.

—❧❦❧—

## કડવું ૨૭ મું. ॥ રાગ સોમેરી. ॥

ઉતરીયા બે ભાઇ ભોંયરામાં, ભોયરૂ ભારે વીશાળ; ગટોરગછે તેમાં કરી માયા, દહીત કીધા તત કાળ ॥ ૧ ॥ બે દૈતની બે ખુરશી કીધી, બેઠા ભાઇ શ્વાસ વાળ્યો; હેડંબા સુતે ચાર દહીતનો, ઢોલીયો કરીને ઢાળ્યો. ॥ ૨ ॥ ચાર દહીતનાં પાત્ર બનાવ્યાં, લોટા લોટાને થાળા; ચાર દહીત મનુશ બનાવ્યા, ચાકરી કરવા વાળા. ॥ ૩ ॥ અભીમન્યું જોઇ વીષ્મય પામ્યો, ભાઈ પ્રત્યે ઓચરીયો; સામાન ઘર ખટલો જોઇએ તે, ભલો માંથામાં ભરીયો. ॥ ૪ ॥ એમ અતી મન આનંદ પામી, બેઠા છે બેઉ ભ્રાત; દ્વારીકાં દીસનું નથી અજાણ્યું. આવ્યાની જાણી વાત. ॥ ૫ ॥ અંતરધ્યાન થઇ હરી આવ્યા, ભાંણેજ શું ભાવ ભરીયા; આવ્યો છું મળવા કેહેતા કેહેતા, ભોંયરામાં ઉયરીયા. ॥ ૬ ॥ ગટોડગછ કહે કોણ છે એ, તવ બોલ્યો અભે માન; આવવા ઘો મારા નાહના મામા, નામ એનું ભગવાન. ॥ ૭ ॥ વીહીવા ફોકમાં એ નથી રાજી, વાત જાણુછું તમામ; કન્યા દેવી ધારી દુશમનને, મોહોટા મામાનું કામ. ॥ ૮ ॥ એમ કહીને બેશી રહ્યા બે, ભાણેજને દલ દુખ; મામા આવ્યા કે અભીમન્યું, મરડી બેઠો મુખ. ॥ ૯ ॥ પ્રભુ કહે કેમ આડુ જુએ છે, શો મુજથી થયો શોક; કસુર છે બધી હળધરની, તેણે વીવા કર્યો ફોક. ॥ ૧૦ ॥ સુર્યની સાખ્યે સત્ય વદુછું, ચોખ્ખે અંતસકરણ; સુખ રૂપે બે ભાઇ મળીને, કરો કન્યાનું હરણ. ॥ ૧૧ ॥ જેવું ધુમાય તેવું ધુમો, સલામાં છું ગોપાળ; છેવટ સુધી સાહ્યતા મ્હારી, વાંકો ન થાયે વાળ. ॥ ૧૨ ॥ અભેમન્યુ કહે વારૂ મામા, તમે ધારી રૂડી પેર; દારૂણ દુખનો દહાડો આવ્યો, રહ્યાં પરાયે ઘેર. ॥ ૧૩ ॥ મુજ બાપ કાકા વન સધાર્યા, નાંખી દેઇને નેટ; વીદુરને ઘેર પુત્રને માતા, પોશીયે પાપી પેટ. ॥ ૧૪ ॥ બેહેન તમારી સુભદ્રાજી, હું તમારો ભાણેજ; પરઘેર વેઠ કરી પેટ ભરીયે, લાન્છન તમને તેજ. ॥ ૧૫ ॥ ભાંણેજ ભગની નવ્ય તેડાવ્યા, સગાઇ શું પડી છુટી; જગતની લાજ તમોને ન આવી, શું ગયું ખાવા ખુટી. ॥ ૧૬ ॥ કૃષ્ણ કહે તું સુણ ભાણેજા, કહું વિશ્વનો મહીમાય; દીવશ વાંકા આવે ત્યારે, કેદ્ઇ સગુ નવ થાય. ॥ ૧૭ ॥ ચહતો દીવશ હોય તે વારે, રહે વશ મરદ મેહેરી; આયફત આવે એટલે ભાઇ, થાય વ્હાલું મણ વેહેરી. ॥ ૧૮ ॥ સમજીને શું મારે છે મેહેણાં, વળી આ વેળા વળશે; ધાર્યું કરો ભાંઇ કામ

તમારૂં, જરૂર કન્યા મળશે. ॥ ૧૯ ॥ ગટોડગછ સાંભળી થયો ખુશી, બોલ્યા પ્રાણજીવન; એ ભીમ સુત તમારી પાસે, હું માગુછું વચન. ॥ ૨૦ ॥ માયાવી કહે માગો માહારાજા, બોલ્યા અસરણ સરણ; સોળ સહસ્ર મ્હેલ માહારામાં, તમે ન મુકો ચરણ. ॥ ૨૧ ॥ અભીમન્યુને માહા દુખ લાગ્યું. મામા એવું કહો કેમ; મ્હારા ભાઇને કેવો જાણ્યો, શું પડ્યો મનમાં વેમ. ॥ ૨૨ ॥ પ્રભુ કહે કાંઇ વેમ નથી ભૈ, ભલે બધે સ્થળ ફરે; પણ તારો વીર છે મસ્કરો, જ્યાં જાય ત્યાં હાંશી કરે. ॥ ૨૩ ॥ ગટોરગછ કહે વીર માહારા, હરી કરી ખરી વાત; તેમાં તું દુખ લાવ્ય ન મનમાં, સમજાવ્યો એમ ભ્રાત. ॥ ૨૪ ॥ ગટોરગછે ગોવીંદજીને, વેણ દીધું ત્રત કાળ; જાવો તમારે ધામ ન આવું, પછી ગયા ગોપાળ. ॥૨૫॥ ગટોરગચ કહે મમ વીરા, હવે હું દ્વારીકાં જાઉં; કૌરવ કુળનો હું છું અજાણ્યો, ત્યાં જઇ ઓળખી આવું. ॥ ૨૬ ॥ એમ કહીને ભોયરામાંથી, નીકળી ચાલ્યો બ્હાર; નગ્રને દ્વારે આવીને ઉભો, ભીમ તણો કુમાર. ॥ ૨૭ ॥ હવે દીઠો એક જાદવ જતો, ગટોડગચે બોલાવ્યો; કહો ભાઇ કોણ લોક તમે છો, પુછવાનો પ્રેમ આવ્યો. ॥ ૨૮ ॥ જાદવ કહે જદુપતીના, હમો જાદવ જાતે; ગટોડગચ કેહ પધારો, કાંમ નથી લાંબી વાતે. ॥ ૨૯ ॥ એમ કહીને વીદાય કીધો, માયાવિ જે ભુપ; આકૃતી જોઈ જાદવનોને, તેવું ધરીયું રૂપ. ॥ ૩૦ ॥ જાદવ જેવો જોધ્ધ બનીને, નગ્રને વીશે પળીયો; બજારમાં બીજો જાદવ દીઠો, તેને જઇને મળીયો. ॥ ૩૧ ॥ ગટોડગચ કહે કેમ ભાઇ, વેવાઇ આવ્યા કયારે; હું નથી જાણતો વાત આવ્યાની, જાદવ બોલ્યો ત્યારે. ॥ ૩૨ ॥ ગૈ કાલની જાન આવેલી છે, જાની વાસે જેવા જાતો; ગટોડગચ કહે ચાલો સાથે, મને સઉ ઓળખાવો. ॥ ૩૩ ॥ જાદવ કહે શું નવ ઓળખે, દુરીયોધન ભુપતી; હેડંબી સુત કહે ઓળખાવો, ઓળખતો હું નથી. ॥ ૩૪ ॥ એમ કહી જોડે જાદવ લીધો, આવ્યા જાની વાસે; જદુ કહે જો ગાદીયે રાજા, શકુની મામા પાસે. ॥ ૩૫ ॥ જેદ્રથ ભગદત ભુરીશ્રવા, કરણ સુસરમાય; આ દ્રોણ આ ગોરને આ અશ્વત્થામા, આ વ્રધ ભીશ્મ પીતાય. ॥ ૩૬ ॥ એમ સહુ જોદ્ધા ઓળખાવ્યા, ઓળખી નીકળ્યો બ્હાર; ભીમ સુતે જાણ્યું ઓળખી લૌ, કૌરવ કેરી નાર. ॥ ૩૭ ॥ એવામાં એક જાદવ કેરી, કામની દીઠી ભુપ; માયાવીયે માયા કરીને, તેવું લીધું સ્વરૂપ. ॥ ૩૮ ॥ જાદવની બીજી જુવતીને, મળ્યો હેડંબા તંન; સાંભળ સુજની જાન આવીછે, છે તે જેવાનું મન. ॥ ૩૯ ॥ ચાલ તું સાથે સૈયર મ્હારી, સમજા-

વી લેઇ જાય; નારીયોને જાનીવાસે આવ્યો, જોવા લાગ્યો શોભાય. ॥ ૪૦ ॥ જાદવની નારીએ ઓળખાવો, ભાણુમતી જે રાણી; તેની સાથે ઓળખાવી દીધી, રાણી તણી દેરાણી. ॥ ૪૧ ॥ ઓળખાવી શકુનીની નારી, ધુસ્સે ભરાયો મનમાં, વેહેરે વેહેર લેઉ તોજ ખરો, એમજ તાક્યું તનમાં. ॥ ૪૨ ॥ ત્યાંથી નીકળ્યો ભાણુમતીની, મુખ્ય દાસી દીઠી ભુપ; જદુની નારીથી જુદો પડીને, ધર્યું દાશીનું રૂપ. ॥ ૪૩ ॥ પછી ગયો બળદેવને ધામે, જોવાને સર્વે તપાસી; તવ રેવંતીયે એમ જાણ્યું, આવી રાણીની દાસી. ॥ ૪૪ ॥ એવું સમજી આઉકાર દીધો, આવ્યા શું સંદેહ ખોવા; ગટોરગછ કહે રાણીયે મોકલી, સુરેખા કન્યા જોવા. ॥ ૪૬ ॥ કન્યા દેખાડી રેવંતીયે, રૂપે શશી હોય તેવી, ગટોરગછે મન વીચાર્યું, ભાભી તો ભાઇ જેવી. ॥ ૪૬ ॥ બીજા સહુને ઓળખી ચાલ્યો. હેડંબાનો તન; મીઠાઇ મેવા લાવ્યો ને આવ્યો, ભોંયરામાં રાજન. ॥ ૪૬ ॥ બે ભાઇએ ભેળા ભોજન કીધું, કહી સહું માંડીને વાત; એવે સમે દીવશ વીત્યો, પછી ગઈ પોહોર રાત. ॥ ૪૭ ॥ તે સમે ભીમનો નંદન બોલ્યો, વીરા અભેમાન જાવું; કૌરવ કાકાને ખંખેરીને, કાલે રાત્રીએ આવું. ॥ ૪૮ ॥ આપણું ધન એણે હર્યું તો, એનું હું હરી લેવું; બાગની પાશે મેંદાનમાંહું, સમીપ રહ્યા જેવું. ॥ ૪૯ ॥ એમ કહીને બ્હાર નીકળીયો; બળીયો માયાવી તન; મોહોટા મેદાનમાં ઉભો રહીને, માયા રચે રાજન. ॥ ૫૦ ॥ વલણ. મેદાનમાં ઉભો રહી, માયા રચે બળવાન; વલ્લભ વદે કામ કારમું, કરે ભીમ સંતાન.

—❧—

## કડવું ૨૮ મું. ॥ રાગ સાખી. ॥

વૈશમ પાયે એણીપેર બોલ્યા, સુણજન મેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, સુરેખા હરણ મહીમાય. ॥ ૧ ॥ કેશ છોડીને શીશ પછાડયું, માયાવિયે તે વાર; જુ જેવડા જીવ ખરી પડીને, દહીત થયા નીરધાર. ॥ ૨ ॥ તેર શહસ્ત્ર અસુર ઉપન્યા, લાંબા પોહોળા સુરા સાથી; તેમાંથી હજ્જાર દહીતને, કીધા મ્હોટા હાથી. ॥ ૩ ॥ એક હજારને ઉંટ બનાવ્યા, ન મળે જેના જોડા; એક શહસ્ત્રને અળગા રાખી, તેના બનાવ્યા ઘોડા. ॥ ૪ ॥ હાથી ઘોડાને ઉંટ સુદ્ધાં, કીધાં ત્રણ હજાર; ત્રેણ શહસ્ત્ર અસુર કેરી, સાંકળો કીધી સાર. ॥ ૫ ॥ એકેકી સાંકળે એકેક પશું, બાંધી

દીધું તેવાર; જુજવી જાતનાં જુજવી આણ્યો, ઉભી રાખી નીરધાર. ॥ ૬ ॥ પછી ત્રણ શહસ્રને કીધા, મનુશ જાતી દાસ; એક એક શેવક બેશી ગયો, એક એક જાનવર પાસ. ॥ ૭ ॥ જેથી જાનવર વશમાં રહે, માંને માવતનો ત્રાસ; ત્રણ શહસ્રને ખાવા કીધી, ત્રણ શહસ્રની ઘાસ. ॥ ૮ ॥ એ રીતે બાર હજાર દહીતો, વાવરીયા વીવેક; રહ્યા ત્રણ હજારમાંથી, અસુર હજાર એક. ॥૯॥ ત્રણસેનો તંબુ બનાવ્યો, જરીયાનતો નહીં ભુલ; સોનાનું શીખ્ખર હીરા લળકે, ફરતી મોતીની ઝુલ. ॥ ૧૦ ॥ લીલમો લળકે રત્નજ ચળકે, જોતાં પાંમે મોહ મન; એકસો દહીતનું તંબુ વિશે, બનાવ્યું સાંહાસન. ॥ ૧૧ ॥ સોના ચોપડા સો કર્યા મેહેતા, ખળપણ કરી ન શકે; ખડીયા કલમો લેઇ લેઇને, બેઠા બેઠા લખે. ॥ ૧૨ ॥ ત્રણસેને પેરાદાર બનાવ્યા, તે બાહાર પેરા ભરે; ઉઘાડાં આયુદ્ધ કરમાં ગ્રહીને, ચોકસ ચોકી કરે. ॥ ૧૩ ॥ એકસોને અનુચર બનાવ્યા, ખમ્મા ખમ્મા મુખ ભાંખે; ગરોડગછની સેવામાં રહી, પંખાથી પવન નાંખે. ॥ ૧૪ ॥ કૈં પાન આપે સોપારી આપે, કૈં જન ચમ્મર ઢોળે; કૈં પગ ચાંપે માગે તે આપે, શોભ્યો કળા જેમ સોળે. ॥ ૧૫ ॥ લીલો ટોપી લીલી કફની, લોલા સુરવાળે પેઠો; આંખ કપરી આક્રતી જબરી, શોદાગર થઇને બેઠો. ॥ ૧૬ ॥ સીંહાસનપર શોભે માયાવી, થઇ બેઠો વેહેપારી; રૂજની વીતી વાહાંણું વાહ્યું, દેખાઇ શોભા સારી. ॥ ૧૭ ॥ ઉઘડયા દરવાજા દ્વારીકાંના, ચાલી ગામમાં વાત; વેહેપારી આવ્યો જાનવર લાવ્યો, જાણી રાય પ્રખ્યાત. ॥ ૧૮ ॥ છત્રપતી છે ગ્રહસ્થ ઘણેરો, તેથી આવ્યો વેહેપારી; એવી વારતા થઇ સભામાં, બળદેવ હરખ્યા ભારી. ॥ ૧૯ ॥ ક્રષ્ણની પ્રત્યે હશીને બોલ્યા, સાંભળો શ્રી ગોપાળ; તમોને મુજ સરખું ન મળીયું, એક્કે વેવીશાળ. ॥ ૨૦ ॥ ગ્રસ્થ વેવાઇનું નામ જાણીને, મોહોટો વેહેપારી આવ્યો; હાથી ઘોડાને ઉંટ સારાં, વેચવા માટે લાવ્યો. ॥ ૨૧ ॥ પ્રભુએ જાણ્યું ખરો વેહેપારી, લાવ્ય હું ખેલ લડાવું; જાનવર લેવરાવવાને માટે, બળદેવને ચડાવું. ॥ ૨૨ ॥ એમ વીચારી કહે ગીરધારી, કરમ હીણો કોઇ આવ્યો; ફેરો એનો ફોગટ પડશે, શું વેચવાને લાવ્યો. ॥ ૨૩ ॥ જાનવર એનું નથી ખપવાનું, બળભદ્ર કરો વિચાર; હું તમ વેહેવાઇને ઓળખું છું, નાદારનો નાદાર. ॥ ૨૪ ॥ ચમડી તોડે પણ દમડી ના છોડે, પુરણ મક્ષી ચુસ; મરે દોડી ખરચે ન કોડી, જીવનો છે કંજુસ. ॥ ૨૫ ॥ તવ બળદેવને માઠું લાગ્યું, શું મુજ વેહેવાઇ એવો; મુમતપર જાનવર લેવરાવું, પછી તું કહીશ કેવો. ॥ ૨૬ ॥ ક્રષ્ણ કહે તમે મુમત મુકો,

પન્ડે કેહેવા નવ જાશો, તમારૂં બોલ્યું રેહેશે તમ પાસે, પાછાવળી પસ્તાશો. ॥ ૨૭ ॥ બળદેવ કહે જારે અદેખા, લેવરાવું તારી હોડે; પ્રભુ કહે આબરૂમાં બેસો, આવશો ઢીલે મોહોડે. ॥ ૨૮ ॥ એમ અતીશે વળ ચઢાવ્યો, બળદેવ ઉભા થાય; મુમતે ભરીયાને સંચરીયા, જાનીવાસે જાય. ॥ ૨૯ ॥ દુરીયોધને માન્ય દીધું, પુર્ણ બતાવ્યો પ્રેમ, આસન આપી બેસાડી પુછયું, કહો પધાર્યા કેમ. ॥ ૩૦ ॥ બળદેવ કહે નામ તમારૂં, સાંભળી વ્હેપારી આવ્યો; હાથી ઘોડાને ઉંટ સારાં, વેચવા માટે લાવ્યો. ॥ ૩૧ ॥ તેથી વીખાણ થયાં તમારાં, મ્હારી સભાની માંય; તે સાંભળીને ક્રષ્ણ માહારો, ઝાંખો પડી ગયો ત્યાંય. ॥ ૩૨ ॥ અદેખાઇથી એવું બોલ્યો, મુરખ કોઇ આવનાર; દુરીયોધન શું જાનવર લેશે, છે જીવનો નાદાર. ॥ ૩૩ ॥ એમ તમારી કરી ચેષ્ટાળી, માટે ઉઠો તમે જાવો; મારા તમારા ટેકને માટે, જૈ જાનવર લૈ આવો ॥ ૩૪ ॥ રાખીને હિમ્મત માગે જે કીમત, તે આપીને લાવો; દુરીયોધન કહે લાવું ઝપાટે, હવે તમો ઘેર જાવો. ॥ ૩૫ ॥ મુજ ઘેર ઘણો પૈસો બળ્યો છે, ડરશો નહી લગાર; એમ કહીને વીદાય કીધા, પોતે થયો તૈયાર. ॥ ૩૬ ॥ ઉઠો મામા પહેરો જામા, ઉઠો દુશ્યાસન; કર્ણવીરા તમે પણ ઉઠો, માને વેવાઇનું મન. ॥ ૩૭ ॥ એમ કહીને ચારે ઉઠયા, રથમાં બેશી તેવાર; છકેલા વ્યસને અહંકારે, નીકળ્યા નગ્રની બાહાર. ॥ ૩૮ ॥ બાગના મેદાનમાં જવા લાગ્યા, ટેક ધર્યો છે સ્પષ્ટ; હાથી ઘોડાને ઉંટ બાંધ્યાં, તે તો પડીયા દ્રષ્ટ. ॥ ૩૯ ॥ દુરીયોધન કહે જુઓ મામા, મોહ ન લાગે શાથી; આપણે ઘેર સોધ્યો નવ મળે, આવો ઘોડો કે હાથી. ॥ ૪૦ ॥ આપણા લાયક છે જાનવરો, મોહ ઘણેરો ચઢીયો; એવે લગભગ જાતાં જાતાં, તંબુ નજરે પડીયો. ॥ ૪૧ ॥ દુરીયોધન કહે જુઓ મામા, હું છું છત્રપતી; પણ જરીઆનનો આવો તંબુ, આપણા ઘરમાં નથી. ॥ ૪૨ ॥ એવી એની સાહેબી દીઠી, તંબુ કને પરવરીયા; ચારે જણા રથ વીશેથી, મળવા માટે ઉતરીયા. ॥ ૪૩ ॥ ડેરા તંબુમાં જવા લાગ્યા, આગળ છત્રપતી; ગટોડગછના સેવકે રોકયા, તંબુમાં જવાનું નથી. ॥ ૪૪ ॥ શેઠની આગના મળ્યા વીના, ચાલ્યા જાવો ભર્યા છરના; મામો કહે આતો છત્રપતી છે, સેવકે કહ્યું તેના ઘરના. ॥ ૪૫ ॥ એમ કહી ત્યાં ઉભા રાખી, એક શેવક મહી જાય; શેઠને કહ્યું મળવા આવ્યા છે, રાજ્ય કુંવર દેખાય. ॥ ૪૬ ॥ ગટોડગછ કહે આવવા દો, કહી બેઠો આડું જોઇ; છડીદારે કહ્યું છત્રપતીને, હવે જાવો સહુ કોઇ. ॥ ૪૭ ॥ એટલે ચાલ્યા ચારે

જણ્યા, ડેહેરા તંબુમાં પેઠા; ભભકો જોઇને ભય ભરેલા, આડિકાર વીના બેઠા. ॥ ૪૮ ॥ પછી ગરોડગછે સામું જોયું, હશી દીધો આડિકાર; કહ્યું કે હશો પાન્ડવમાંના, બોલ્યો અંધકુવર. ॥ ૪૯ ॥ ઓરે મામા આતો જુઓ, પાન્ડવ ગામોગામ; જેને તે એમને સંભારે, મ્હારૂં ન લે કોઇ નામ. ॥ ૫૦ ॥ એટલે વ્હેપારી પ્રત્યે બોલ્યો, મામો મુખ વચન; પાન્ડવ તો ભીખારી થઇને, ચાલ્યા ગયા છે વન. ॥ ૫૧ ॥ અનવસ્ત્રના છે ઉધારા, એવી થઇ છે ગતી; સહુના સીરામણી છે આતો, દુરીયોધન ભુપતી. ॥ ૫૨ ॥ વળણઃ ॥ નરપતી છત્રપતી, આ દુરીયોધનરાય; વલ્લભ વદે વીખાણીયો, મામાયે મહીમાય. ॥

---

## કડવું ૨૯ મું. રાગ ઝડપની સામેરી.

ગરોડગછ કહે મેહેતા મ્હારા, પડે વહેપારમાં વાંધો; શુકન આપણને મળ્યા માઠા, ઝટપટ ચોપડા બાંધો. ॥ ૧ ॥ આપણ હોંશ ભરેલા આવ્યા, જાણી કુન્તા તન; રાંડીરાંડ મળેલી સામી, નીકળ્યો દુરીયોધન. ॥ ૨ ॥ ફોગટ ફેરા પડયો આપણને, ચાલો થાવો તૈયાર; એ આપણો માલ શું લેતોતો, નાદારનો નાદાર. ॥ ૩ ॥ ચમડી તોડે દમડી ન છોડે, જાણું એની કરણી; છે આંધળાનો છોકરો એની, મા આખલાને પરણી. ॥ ૪ ॥ મારા હાથીની કીમત જાણે, વરકોદર વાયુ તન; અશ્વની કીંમત અરજુન જાણે, વળી નીકુળ રાજન. ॥ ૫ ॥ ઉંટની કીંમત રાયકા જાણે, વળી જાણે શેદેવ; પરીક્ષા વિના પારખશે શું, કંજુસ જીવના એવ. ॥ ૬ ॥ વળણઃ ॥ માટે બાંધો ચોપડા, જઇએ આપણે ઘેર; દુરીયોધન દબઇ ગયો, ભારે ભભકાભેર.

---

## કડવું ૩૦ મું. ॥ રાગ સાખી. ॥

વૈશમ પાયે એણી પેર બોલ્યા, સુણજનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, સુરેખા હરણ મહીમાય. ॥ ૧ ॥ પછી શકુની મામો બોલ્યો, સાંભળો વાત વ્હેપારી; એક વેળા કામ પાડી જુઓ, ખબર પડશે અમારી. ॥ ૨ ॥ જાનવરમાં કાંઈ નથી જોવાનું, બધી પરિક્ષા અ-

મને; કીંમત કહો વ્યાજબી રીતે, માગ્યું દેઇશું તમને. ॥ ૩ ॥ ગટોડગચ્છ કહે મારા હાથી, ગજથી ઉંચા ભરાય; તેની કીંમત એક એક ગજે, પાંચ પાંચ હજાર થાય. ॥ ૪ ॥ ઉચ્ચક કીમ્મત અશ્વ ઉંટોની, એક એકે એક અયુત; માગણી તાગણી નહી કરવાની, સમજો ક્ષત્રી સુત. ॥ ૫ ॥ દુરીયોધન કહે કબુલ છીએ, ગજ ભરવાનો લાવો; અસત્ય અધમ કાંઈ ન મળે, સાથે જોવાને આવો. ॥ ૬ ॥ તવ ગટોડગચ્છે ગજ દીધો, લીધો કરણે હાથ; પાવડી ચડી ચાલ્યો માયાવી, મેહેતા મુસદી સાથ. ॥ ૭ ॥ ચાલ્યા સેવકને છડીદારો, શેઠની સેવા માટ; દુરીયોધન કહે માહારા કરતાં, રાજાના રાજાનો ઘાટ. ॥ ૮ ॥ ચોપડા લૈ લૈ ઉભા ગુમાસ્તા, કરણ હાથીને ભરે; ચોપડામાં આંકડા મુકે, ભરતર ચોકસ કરે. ॥ ૯ ॥ જાણી જોઇને કરણ રાજા, ઓછું ભરવા જાય; પણ માયાવી સોળ ગજનો, હોય તે વીસ ગજ થાય. ॥ ૩૧ ॥ એ રીતે એક હજાર હાથી, ભરી રહ્યા નીરધાર; ઉચ્ચક કીંમત અશ્વ ઉંટોની, ગણતી કરી તેવાર. ॥૧૧॥ દ્વાદશ કોટી થયા રૂપૈયા, હીસાબ મેળવી દીધો; ગટોડગચ્છ કહે લાવો નાણાં, આંકડો નીસ્ચે કીધો. ॥ ૧૨ ॥ દુરીયોધન કહે ઓરે વ્હેપારી, કોણ તમારૂં ગામ; કીયો દેશ ને કયાંના રહેનારા, લખાવો તમારૂં નામ. ॥ ૧૩ ॥ હુંડી લખીને મોકલી દેશું, અમે તમારે ઘેર; ગટોડગછ રક્ત લોચન કરી, બોલ્યો બહુ ક્રોધભેર. ॥ ૧૪ ॥ ઉધારાનો નથી ધંધો, હાલ નાણાં ગણી આપો; દુષ્ટ કહે પરદેશમાં છીયે, વીવેકથી માપ માપો. ॥ ૧૫ ॥ જાને આવ્યા કયાં નાણાં લાવ્યા, તે કરતાં લખી દૈયે; ગટોડગછ કહે અમે શું કરીએ, રોકડ પૈસા લૈયે. ॥ ૧૬ ॥ દુરીયોધન કહે રોકડા નથી, રાખો ભરોંસો અમારો; અધીર રહેતી હોય તો રેવા દો, આ રહ્યો માલ તમારો. ॥ ૧૭ ॥ ગટોડગચ્છ કહે નાણાં નતાં તો, શીદ કર્યો વેહેપાર; ચોપડા અમારા બગડાવ્યા, દીધી તસ્દી અપાર. ॥ ૧૮ ॥ શું જુઓ છો શેવક મ્હારા, કરો કારમો કેહેર; અવળા બાંધી ઉંચા ટાંગી, મારી નાંખો ઠેર. ॥ ૧૯ ॥ એટલે એના શેવક કોપ્યા, અવળા બાંધી દીધા; ઉઘાડી તરવારે પેરા મુકયા; નજર કેદી કીધા. ॥ ૨૦ ॥ દુરીયોધન કહે ઓરે મામા, દ્વારીકાં વીશે જાઓ; ગ્રહસ્થોને ઘેર જે ખત ખાતાં, લખીને નાણાં લાવો. ॥ ૨૧ ॥ તવ મામાએ અરજ કીધી, એકને છોડો સાર; નાણાં તમારાં લાવી દૈયે, નહી લાગે કંઈ વાર. ॥ ૨૨ ॥ ગટોરગછ કહે એકને છોડો, તવ આવ્યો છડીદાર; ચારમાંથી છુટવું છે કોને, એમ કર્યો ઉચ્ચાર. ॥ ૨૩ ॥ મામો કહે મુજને છુટવાદો, નાંણાં લેઈ ઝટ આવું; ત-

વ છોડાવ્યો શકુનીને, મામો કહે હું જાવું. ॥ ૨૪ ॥ જો કોઇ નાંણાં ધીરેછે તો, પાછો આવું છું આ ઠામ; ધીરનારૂ કોઇ નહી મળેતો, માહારે તારે રામરામ. ॥ ૨૫ ॥ એમ કહીને માંમો નાઠો, ગયો દ્વારીકા ગામ; મોહો માગ્યાં વ્યાજ કબુલ કરી, ખત લખી લીધા દામ. ॥ ૨૬ ॥ રથ ભરાવી લાવ્યો ને આવ્યો, કહ્યું સોદાગર હ્યોને; રાજા ધીરાજાને કેદ કર્યાછે, હવે તો છોડીદોને. ॥ ૨૭ ॥ ગટોડગચે ગણી લીધાં, નાણાં તેણીવાર; બાંધેલાને છોડી મુકયા. કહ્યું ખરો વેહેવાર. ॥ ૨૮ ॥ હવે ઉધારે માલ ધીરીશું, માલ સુખે લેઇ જાવો; ત્રણેહજાર માવત તમે, ગામમાં માલ મુંકી આવો. ॥ ૨૯ ॥ દુરીયોધન દુસ્યાસન સકુની, ચોથો કરણ રાય; રથમાં બેશી આગળ ચાલ્યા, પુંઠે જાનવર જાય. ॥ ૩૦ ॥ ગામમાં આવ્યા વાહન લાવ્યા, બંધાવ્યાં જાનીવાસે, માયાવી સેવકો પશું સોંપીને, ગયા ગટોરગછ પાસે. ॥ ૩૧ ॥ બળદેવજીને ખબર પોહોચી, પાસે બેઠા દીનાનાથ; બળદેવજીયે પ્રભુના સામો, મુછે નાંખ્યો હાથ. ॥ ૩૨ ॥ જો ભાઇ વેહેવાઇ નાદાર મ્હારો, અદેખાઇથી તું બોલે; પણ જો બધાં જાનવર લાવ્યા, કોણછે એની તોલે. ॥ ૩૩ ॥ પ્રભુ કહે ભાઇ મોહોટો તે મોહોટો, વાત એની નવથાય; દીવશ કરતાં રાતે શોભા, મર્મે વદયા જદુરાય. ॥ ૩૪ ॥ એવામાં તો રાત પડીને, વીતી ગઇ ઘડી ચાર; લોકોયે કરી ત્યારી સુવાની, દેવાયાં નગ્રનાં દ્વાર. ॥ ૩૫ ॥ ગટોડગછે માયા સંકેલી, પાંચસે દહીત બનાવ્યા; પાંચસેના ટોપલા કરીને, નાંણાં ભરી ઉપડાવ્યા. ॥ ૩૬ ॥ અસુર તેડી ભોંયરે આવ્યો, ભાઇએ આઉકાર દીધો; એક ખુણે ટોપલા ઠાલવાને, નાણાંનો ઢગ કીધો. ॥ ૩૭ ॥ અભીમન્યું કહે કયાંથી આ લાવ્યા, ખુટાડે ન જાય ખુટયો; ગટોડગછ કહે વીરા મ્હારા, દુષ્ટ કાકાને લુટયો. ॥ ૩૮ ॥ એમ કહી બેઉ બંધુ બેઠા, ભેળુ કર્યું ભોજન; એવે સમે મધ્ય રાત્રી ગઇને, બોલ્યો ભીમનો તન. ॥ ૩૯ ॥ ઓ વીર હવે જાવુછું હું તો, દુખ દેવા મુજ જાતે; તમે તમારે નીરભય રેહેજો, આવીશ હું કાલ રાતે. ॥ ૪૦ ॥ અભિમન્યુ કહે નીત્યાન જાવો; તેતો નહી ઠીક ધારો; ગટોડગછ કહે આજનો દાહાડો, છે કાકીયોનો વારો ॥ ૪૧ ॥ એમ કહીને નીકળીયો એ, ગયો બાગની બાહાર; કેસ છોડીને ધુણવા બેઠો, હેડંબા કુંવાર. ॥ ૪૨ ॥ એટલે એની માયા હાલી, ચાલી બહુ ચડી ચોટે; ગામમાં હાથી ઘોડા ઉંટ બાંધ્યાં, તે ભોંય પડી આળોટે. ॥ ૪૨ ॥ ઉંટ બરાડે હાથી ત્રાડે, અશ્વ પછાડે ચરણ; કૌરવ જાગ્યા જોવા લાગ્યા, જાણ્યું કે પામશે મરણ. ॥ ૪૩ ॥ અરેરે કોઇ

ઉપાસ કરો, પાડેછે પોકે પોક; થયો ઉતપાત ને હોકારા, જાગ્યુ ગામનું લોક. ॥ ૪૪ ॥ ગોવીંદજી તવ હસવા લાગ્યા, ચાલો તતપર થૈયે; શુંછે બળદેવના વેહેવૈને, તમાસો જોવા જૈયે. ॥ ૪૫ ॥ એમ કહીને જોવા આવ્યા, માયાવીયે ખેલ કીધા; ગટારગછે જાનવરોના, જીવજ ખેંચી લીધા. ॥ ૪૬ ॥ શરીર સહીત માયાવીને, લોપ એણે નવ કીધા; બરોબર ચોખાં કરીને, ખોખાં રહેવા દીધાં. ॥ ૪૭ ॥ ત્રેણશાહસ્ત્ર જાનવર મુઆં, પાપીને પ્રગટયો શોક; અરેરે માહારૂં ઘર બેઠું, કહીને મુકી પોક. ॥ ૪૮ ॥ મામાયે તવ ગાદા માર્યા, કીમ્મત આપણી થાશે; કહેસે કે આટલા માટે રડે છે, નીર નહી હોય પાસે. ॥ ૪૯ ॥ એમ કહીને છાનો રાખ્યો, બળદેવજીયે દીઠું; દુરીયોધન કહે વેહેવાઇ લાવો, પશુને દાટવા મીઠું. ॥ ૫૦ ॥ પ્રભુ કહે જોઇએતે આપો, ઓરે બળદેવ ભ્રાત; હળધારી કહે તું જા હંઇથી, મુકય મસ્કરીની વાત. ॥ ૫૧ ॥ એમ કહીને મીઠું દીધું, ખાડા ગોડાવ્યા ઘણા; મીઠું નાંખીને નાંખવા માંડયાં, ખોખાં પશુ તણાં. ॥ ૫૨ ॥ ખાડામાં નાંખેને લોપ થાયે, એ કામ માયાનું કહાવ્યું; હર પ્રકારે નુંકશાન કીધું, મીઠું પણ બગડાવ્યું. ॥ ૫૩ ॥ પછી સહુસહુને સ્થળ ગયા, કૌરવ જાનીવાસે; દુરીયોધન બહુ રડવા લાગ્યો, રાણીજી આવ્યાં પાસે. ॥ ૫૪ ॥ આવા ઉંધા વ્હેપાર કરજો, ઠબકો દીધો અપાર; પછી સૌ મનવાળી સુતાં, શું કર્યુ ભીમ કુવાર. ॥ ૫૫ ॥ જાણ્યું કે લુટવી કાકીયોને, જો એક કરૂં વ્હેપાર; તો વેમ ખાઇ કોઇ નહીં આવે, રચુ જુદા પ્રકાર. ॥ ૫૬ ॥ વળણ: ॥ જુદે પ્રકાર રચના કરૂં, એમ સંમજ્યો બળવાન; કહે વલ્લભ એણે કરી, ઓળબંધ બહુ દુકાન. ॥

— ❧ —

## કડવું ૩૧ મું. રાગ સવૈયાનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણજન મેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, સુરેખા હરણ મહીમાય. ॥ ૧ ॥ દરવાજાથી બે બાજુએ, લાંબી બે ઓળો કીધી; જુજવી જાતના તંબુ તાણી, દુકાનો બનાવી દીધી. ॥ ૨ ॥ જુજવી જાતના કર્યા વ્હેપારી, જુદાજુદા વ્હેપાર; મનુશ જુદી જુદી જાતી, મેહેનતુંને માગનાર. ॥ ૩ ॥ કોઈ વેહેપારી કોઇ ભીખારી, બનાવ્યા ભીમને તંન; પુરણ કેહેતાં પાર ન આવે, થોડું કરૂં વરણન. ॥ ૪ ॥ વેદ પુરાણી બ્રાહ્મણ ભેડા, ભાટેલાને જોશી; વીદ્યારથી સારથી-

યા મેલતા, ફરતા લેખણ ખોશી. ॥ ૫ ॥ કાયત મુસદ્દીને ઝવેરી, સોની ચોકશી જડીઆ; ચીતણીયાને શેઠ પટેલીયા, સલાટ સુથારને કડીઆ. ॥ ૬ ॥ ગાંધી નેસ્તીને તંબોળી, પાટીદારને વાણીયા; સરૈયાને સાળવી પટવા, ચપડીયાને તાણીયા. ॥ ૭ ॥ ખમાર ખાતરી શાવક શણવી, સુખડીયા મેવાવાળા; દક્ષણી દુબળાંને મરેઠા, કાબુલી સીદ્દી કાળા. ॥ ૮ ॥ કુભાર લુહારને કંસારા, રજપુત ગરાસીયા કોળી; ઘાંચી મોચી માળી દરજી, કંદોઇને પંચોળી. ॥ ૯ ॥ કાઠી લોકને ગોલા ધોબી, છીંપાને ગળીઆરા; કણબી કાછીયાને મારવાડી, ચુડઘરને બંધારા. ॥ ૧૦ ॥ મારૂ મલને મશ્કરા છે, ડોશી વાણીયા ચ્રાટીયા; પસ્તાલીયાને દલાલ ઘાંયજા, વિંટનારાને ભાટીયા. ॥ ૧૧ ॥ ખાલ પાખરવાનને ખરાદી, કાસદને વણઝારા; રાવળીયાને ભોઇ ભીલડા, ડભવરને હલકારા. ॥ ૧૨ ॥ દુધારા તલંગી વાડીયા, ગાડીવાન વેહેલવાન; દરવાન સરવાનને ભરનારા, મસ્તાનને પેહેલવાન. ॥ ૧૩ ॥ રંગારા ચીતારા વિધારા, પખાલી તુનનારા; ચોધરીને દાતણીયા વાઘરી, સાદડીયા ચુનારા. ॥ ૧૪ ॥ આશેદાર ચરવેદાર વ્હોરા, પીંડારને તારકશી; પીંજારા ઇંગ્રેજ ફીરંગી, મુગલને પારશી. ॥ ૧૫ ॥ ચોરચાડીયાને જુગારી, મુસલમાન ભઠીઆરા; આરબ હબશી બાહાર વાશીયા, ઢીમ્મરને ચમારા. ॥ ૧૬ ॥ બાજીગરને બજાણીયા છે, ભાંડ ભાટ ભવૈયા; નટવા નાચણીયાને વાદી, ગંધ્રપને ગવૈયા. ॥ ૧૭ ॥ ફાતડા હીજડા ગુણકા દૈયણ, સેવડાને ઝલાલી; ઝંડા ફકીર જોગી મેવંડા, જતીને હલાલી. ॥ ૧૮ ॥ ભાવસાર ભરવાડને ભાડભુંજા, બુકસેલર લેખડીયા; હકીમ દાકતર મેમન મુમના, તાઇ ઘડવી ચોવડીયા. ॥ ૧૯ ॥ વાંસફોડા સારસ્વત ખોજા, કાપડીને ખલાસી; ક્ષત્રી બ્રહ્મક્ષત્રીને નાગડા, બહુરૂપી મક્કાવાશી. ॥ ૨૦ ॥ વકીલ કાપડીને છાપતીયા, કડીઆરા કુંદ્દીગરા; વળતણીયાને વળાવીયા છે, નાણાવટી તો નરા. ॥ ૨૧ ॥ પર્મ હંશ અને ઉદાસી, સંન્યાસીને ત્યાગી; બ્રહ્મચારી ભગતને ગોસાંઇ, તપેશ્વરીને વેરાગી. ॥ ૨૨ ॥ મુની કાનફટાને પવાઈ, તેલીને બહુ ખાખી; વીશેશ વીસ્તાર જો કરીયે તો, વખત વીતે આખી. ॥ ૨૩ ॥ વળણઃ ॥ બહુ કીધા વેહેપારીયો, સરવે જુજવી જાત; વદે વલ્લભ રચના રચી, પછી થયો પરભાત.

—❧—

## કડવું ૩૨ મું : ॥ રાગ ધન્યાસરી. ॥

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ્જન મેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, સુરેખા હરણ મીહીમાય. ॥ ૧ ॥ વાહાણું વાહ્યું દરવાજા ઉઘડીયા, હોકારો ગામમાં પેઠો; ગેટોડગછ્છ એક દુકાન માંડી, સણગાર વેચવા બેઠો. ॥ ૨ ॥ સોળ સોળ સણગાર ચણીયા ચોળી, ચીર અતી અમુલ્ય; એક એક નારીના ખીંટીયે ખીંટી, ભેરવીયાં નહીં ભુલ. ॥ ૩ ॥ મોટો વેહેપારી પોતે બનીયો; વેચે વસ્ત્ર સણગાર; દ્વારીકાં વીશે વાત ચાલી, ઉપમા અપરમ પાર. ॥ ૪ ॥ છત્રપતીનું નામ સુણી, પરદેશી લોક આવ્યા, દરવાજા બાહાર બજાર કીધું, માલ વણેરો લાવ્યા. ॥ ૫ ॥ અંતરયામીનું નર્થી અજાણ્યું, ભાણેજ પરછે દયા; કૌરવની નારીનો ઘાટ ઘડવા, પોતાના મેહેલમાં ગયા. ॥ ૬ ॥ એકસોને આઠ પટરાણીને, બોલાવી પોતાની પાસે; કહ્યું કે તમે પેહેરી હોઢીને, જાવો જાનીવાસે. ॥ ૭ ॥ કૌરવ કેરી કામનીયોને, ફોગટની ફુલાવો; બાહારનું બજાર જોવા માટે, તેઓને તેડી જાવો. ॥ ૮ ॥ હોરાવજો કાંઇ એમની પાસે, તમારે કાંઇ ન લેવું; બાહારની ચીજ જે લાવશે તેને, હું પેસવા નહીં દેવું. ॥ ૯ ॥ એવી પ્રભુએ આગના આપી, પેહેર્યું હોઢયું સહુ નાર; આવી સ્ત્રીઓને જાની વાસે, સહુએ દીધો આઉકાર. ॥ ૧૦ ॥ દુરીયોધનની ભાણુમતીએ, બોલાવ્યાં હેત આણી, રૂક્ષમણીને જોડે બેસાડયાં, પછી વદી મુખ વાણી. ॥ ૧૧ ॥ કેમ આવ્યાં પ્રભુની પટરાણી, રૂક્ષમણી તવ બોલે; જગતમાં ભામની ભાયગશાળી, નથી કોઇ તમ તોલે. ॥ ૧૨ ॥ છે ધનવંત ધણી તમતણા, નામ સુણી લોક આવ્યા; દેશ દેશાંન્તરના વેહેપારી, વેચવાને માલ લાવ્યા. ॥ ૧૩ ॥ નગ્રની બારણે બજાર થયું, મંડાઇ બહુ દુકાન; તે જોવાને જાવા સારૂં, આવ્યા થઈ સાવધાન. ॥ ૧૪ ॥ સાંભળીને ભાણુંમતી ફુલી, આજ તમે વાત જાણી; મારા ધણીના નામ પ્રમાણે, નથી બરોબર મંડાણી. ॥ ૧૫ ॥ એમની પુંઠે મનુશ મેદની, ખરે ખરી ખંડાય; સ્રષ્ટીમાં મ્હારા ધણીને નામે, જ્યાં જાય ત્યાં મંડાય. ॥ ૧૬ ॥ અમ તોલે કોણ ગ્રહસ્થ છે જગમાં, પૈશાનો નાવે પાર; અટવાય લક્ષમી ચરણ તળે, ગણીયે નહી લગાર. ॥ ૧૭ ॥ છત્રપતી નથી ભાયગશાળી, હું આવી એમને ઘેર; મહારે પગલે હસ્તીના પુરમાં, થેછે લીલા લહેર. ॥ ૧૮ ॥ સૌ સુંદરીને સતભામાજી, સાંભળી સમજ્યાં એ-

મ; કરમજાદી કેહેવરાવવાનો, પુરણ એમનો પ્રેમ. ॥ ૧૯ ॥ પછી રૂક્ષ-મણી એમ બોલ્યાં, ઉઠો તતપર થૈયે; તમારા કંથની આજ્ઞા માગો, બજાર જોવા જૈયે. ॥ ૨૦ ॥ ભાણુમતી કહે ચાલો વેવણયો, શું આગના દે પતી; ધણીને પુછવાનો ધારો, અમારા ઘરમાં નથી. ॥ ૨૧ ॥ શું કાંઇ દાબેલ છૈયે ધણીનાં, શું ધણીની ઓશીઆળ; અમોને એ આવીને પુછે, બાહાર જતાં ભુપાળ. ॥ ૨૨ ॥ મને પુછયાવણ પાણીના પીયે, વશમાં રહે રાત દહાડી; પુછયા વીના કાંઇ કામ કરેતો, હું નાંખુ ધુળ કાહાડી. ॥ ૨૩ ॥ રૂક્ષમણી કહે વારૂ બાઇ, છત્રપતી ભલા સાંખે; અમારા પ્રભુને પુછીયે નહીતો, ચાંમડી કાહાડી નાંખે. ॥ ૨૪ ॥ ભાણુમતી કહે તમે ડરેલાં, શું કરીનાંખે ગોપાળ; મુજ પતી ટુંકારો કરેતો, દેવું બેમણની ગાળ, પ્રભુની નારીયોએ ગાંડવાળી, શું બોલે મ્હોટાની ગોરી; પતીને તુછચ જેવો કરી કાહાડે, એજ કપુતની છોરી. ॥ ૨૫ ॥ રૂક્ષમણી કહે ભાગ્યશાળી છો, ઘરમાં ચલણ ચાલે; રાણી કહે પુછો માંમીજીને, પતીથી પત્ર ન હાલે. ॥ ૨૬ ॥ એમ કહીને વસ્ત્રો પેહેર્યા, કૌરવની સહુ નાર; સણગાર સજી એકસોને છ, નીકળી મુકામ બ્હાર. ॥ ૨૭ ॥ છ કારભારીની છ નારી; સોભાઇની સો સાથે; પ્રભુની પટરાણી રૂક્ષમણીજી, બાહાજયાં રાણીને હાથે. ॥ ૨૮ ॥ વાતો કરતી સરવે ચાલી, નીકળી નગ્રની બાહાર; ત્યાં તો ઝળહળ શોભી રહ્યું છે, નવું થયેલું બજાર. ॥ ૨૯ ॥ ભાણુમતી ફુલીને બોલી, જુઓ પ્રભુની રાણી; દુકાનો મારા નાથના નામની, જુઓ કેવી મંડાણી. ॥ ૩૦ ॥ રૂક્ષમણી કહે તમારા ધણીના, નામની મંડાઇ સારી; શંખણી રાણી સમજે ન કાંઇ, ફુલણીયણ અહંકારી. ॥ ૩૧ ॥ બજાર બધું જોતાં ચાલ્યાં, ગયાં ગટોડગછ પાસે; વસ્ત્રને સુંદીર સણગાર દીઠા, માયાવીને અવાસે. ॥ ૩૨ ॥ રૂક્ષમણી કહે ભાણુમતીજી, તમ લાયક સણગારો; તેવાંજ વસ્ત્રો લાવ્યા વેહેપારી, મોહ્યો જીવ અમારો. ॥ ૩૩ ॥ એટલે આગળ થૈ ભાણુમતી, ગટોડગછને પુછે; એક એકનારીનાં સણગાર વસ્ત્રો, તેની કીમ્મત શું છે. ॥ ૩૪ ॥ જુદી ભાશા ગટોડગછ બોલ્યો, દુર હમારો દેશ; ત્યાંની નારીયો બહુ ઇછેછે, આ દેશનો પેહેરવેશ. ॥ ૩૫ ॥ માટે મુલ કરવાનું નથી, લેવું હાયતો આવો, તમારાં ઉતારી હાંઇ મુકો, અમારાં પેહેરી જાવો. ॥ ૩૬ ॥ ભાણુમતી કહે રૂક્ષમણીજી, વેહેપારી આંધળા જેવો; આપણા કરતાં ઊંચા સોનાનો, ભારે દાગીનો કેવો ॥ ૩૭ ॥ હીરા મોતી પણછે બહુ ભારે, હાવો ક્યાંથી મળે જોગ; સતભામા કહે ઉચાડો નફો, ભુલે તેના ભોગ. ॥ ૩૮ ॥ ભાણુમતી

કહે તમોને અમો, સરવે બદલી લૈયે; પ્રભુની પ્રેમદા એવું બોલી, બદલીને ક્યાં જૈયે. ॥ ૩૯ ॥ અમારા ઘરમાં ધણી છે નબળો, અણ સમજુ ભગવાન; મુમત ઝાલે જરા ન સમજે, નફો કે નુકશાન. ॥ ૪૦ ॥ ભાણુમતી કહે ભોગ ભવીશના, કહી કૌરવની પેઠી; વસ્ત્રાભુશણ બદલવાને, દુકાનમાં જઈ બેઠી. ॥ ૪૧ ॥ ગટોડગછ કહે બધુ બદલજો, મુજ મનમાં રેછે વેમ; ભાણુમતી કહે નથી ગાંડાં, અમે ભુલીશું કેમ. ॥ ૪૨ ॥ એમકહીને બદલી લીધાં, પટકુળને સણગાર; વાલની વીંટી ધરાધરી બદલી, નીકળી સરવે નાર. ॥ ૪૩ ॥ ભાણુમતી કહે જાંબુવંતીજી, હવે દેખાઉછું કેવી; સતભામા કહે શું પુછોછો, થૈ છબી લક્ષમી જેવી. ॥ ૪૪ ॥ ચાલ્યાં એવી વાતો કરતાં, ગામમાં આનંદ ભેર; કૃષ્ણ પ્રભુની કામનીયોતે, ગઇ પોતાને ઘેર. ॥ ૪૫ ॥ પુછ્યા પ્રભુએ સૌ પ્રેમદાને, બજારના સમાચાર; સતભામા કહે બદલો કીધો, વસ્ત્ર અને સણગાર. ॥ ૪૬ ॥ એમ કહીને એતો રહ્યાં, પેલી સહુ જાની વાસે; સ્વામીયોને લાભ બતાવાને, આવી દુર્યોધન પાસે. ॥ ૪૭ ॥ છત્રપતી કહે ભાણુમતીજી, મને પડ્યો એક વેમ; ઇંદ્રાણી સરખું રૂપ તમારૂં, આજ થયું છે કેમ. ॥ ૪૮ ॥ ભાણુમતી કહે તપાશી જુઓ, અમારા શણગાર; તમારા જેવા અમે ન કરીયે, ઉંધા ઉંધા વેહેપાર. ॥ ૪૯ ॥ હાથી ઘોડા જે હારી આવ્યા, શો લાભ લીધો લાવી; જુઓ અમે એક વેહેપારીને, કેવી છેતરી આવી. ॥ ૫૦ ॥ દુરીયોધન કહે જુઓ મામા, બહુ પાકી ભાણુમતી; મામો કહે તારી મામી, તે પણ કાચી નથી. ॥ ૫૧ ॥ નારીયોનાં એમ વીખાણ કીધાં, સ્થળે ગઇ સ્ત્રી જન; એવે સમે પોહોર રાત્રી વીતી, સરવે કર્યું સહન. ॥ ૫૨ ॥ નગ્રના દરવાજા બંધ થયા, માયાવીયે માયા મેલી; બજાર બધુ લોપ કીધું, લીધું બધું સંકેલી. ॥ ૫૩ ॥ પછી બસે દૈત બનાવી, સોને ટોપલા કરીયા; નારીયોના ધુતી લીધેલા, દાગીના તેમાં ભરીયા. ॥ ૫૪ ॥ સો દહીતને માંથે ઉચકાવી, ભોંયરામાં સીધાર્યો; નાણુંના ઢગલા સાંમો ખુણો, તેમાં ઢગલો માર્યો. ॥ ૫૫ ॥ અભેમન્યું હસવા લાગ્યો, આ પુંજી ન જાય ખુટી, ગટોડગછ કહે વીરા મ્હારા, સૌ કાકીયોને લુટી. ॥ ૫૬ ॥ એમ કહીને ભોજન ભેળાં, કીધાં બન્ને ભ્રાત; હશી હશીને વાતો કીધી, એવે ગઇ મધરાત. ॥ ૫૭ ॥ ગટોડગછ કહે વીરા મ્હારા, બે ઘડી બારણે જાવું; આજે તો રાત્રી નથી રેહેવાનો, કાકીયો કુદાવી આવું. ॥ ૫૮ ॥ એમ કહીને બ્હાર નીકળીયો, માયાવી જુલમી જાગ્યો;

મુસ્તકના કેશ છુટ્ટા મુકી, પોતે ધુણવા લાગ્યો. ॥ વળણ ॥ લાગ્યો મેદાનમાં ધુણવા, કર્યો માયાવી કોપ; કહે વલ્લભ અબળા તણાં, વસ્ત્રો કીધાં લોપ.

—❧—

## કડવું ૩૩ મું. ॥ રાગ સાખી. ॥

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, સુરેખા હરણ મહીમાય. ॥ ૧ ॥ ચીર ચણીયા ચોળી લોપ કરી, શણગાર રેહેવા દીધા; માયાવી રચના રચીને, ભયંકર જંતુ કીધા. ॥ ૨ ॥ ચીતાકોની ચાકરણો બનાવી, પુરણ મેળવ્યાં પાપ; કલ્લાંના કાળા નાગ બનાવ્યા, સાંકળાના કર્યા સાપ. ॥ ૩ ॥ દામણીના થયા કાનખજુરા, શરીર ઉપર ફરતા; મોતીના મંકોડા થઇને, ચટ ચટ ચટકા ભરતા. ॥ ૪ ॥ વાળીના વીંછુ પાંદડીના વંદા, ઝીણાં મોતીની કીડી; ચુડીયોની થે ચંદન ઘોયો, સૌ પ્રેમદાને પીડી. ॥ ૫ ॥ કાળીગાંઠીની કાળી નાગેણો, તુસીની તનછો કાળી; સળવળાટ શરીરે થયો, જાન જાગી ભય ભાળી. ॥ ૬ ॥ વસ્ત્ર વપુએ ન મળે કોને, પુરણ પડીયો શોક; ભયંકર જંતુ દેખીને, પાડે પોકાપોક. ॥ ૭ ॥ નગ્રતણું લોક જાગી ઉઠયું, ઉઠયા શ્રી અવીનાસ; ચાલોરે લોકો જૈયે જોવા, કરીયે કાંઇ તપાસ. ॥ ૮ ॥ તવ સરવે લોક જોવા આવ્યું, આવ્યા અંધના સુત; શું થયું છે બાહારથી પુછે, શું મહી ભરાયું ભુત. ॥ ૯ ॥ આડા અવળા વાંકા ચુંકા, ચરણે વીંટાયા સાપ; ત્રાસે નાસે ખંખેરી નાંખે, મોઢે પોકારે બાપ. ॥ ૧૦ ॥ ઉંચાં નીચી અબળા કુદે, દુખે દશા થઇ કેવી; સુતરનો તાર પાસે ન મળે, સૌ માયે જણી એવી. ॥ ૧૧ ॥ બાહારથી બહુ બુમો પાડે છે, છત્રપતી રાજન; દ્વાર ઉઘેડો દ્વાર ઉઘેડો, શું થયું છે વિઘન. ॥ ૧૨ ॥ તો પણ કોઇ ઉત્તર ન દે, પુરણ દુખમાં પડીયો; છુટે કેશે કુદે સઘળી, જેવી જાણે ભુતડીયો. ॥ ૧૩ ॥ ચાર ઘડી કુદાવી મારી, એવો કારમો કોપ; ધુણતો બંધ રહીને જંતુ, સર્વે કરી દીધાં લોપ. ॥ ૧૪ ॥ એટલે વળી ધીરજ મનમાં. સરમમાં સહુ પેઠી; ટોળે ટોળાં ભેગાં થઈને, ખુણે ખુણે સહુ બેઠી. ॥ ૧૫ ॥ એક નારીયે અદખોલે દ્વારે, કહ્યું કે કષ્ટી કાપો; સુતર તાર નથી અમ પાસે, વસ્ત્રો અમને આપો. ॥ ૧૬ ॥ પુરૂશોની પાસે ધોળાં વસ્ત્રો, દીધાં તેણી વાર; ધોળાં તો ધોળાં પેહેરીને, બેઠી સરવે ના-

ર. ॥ ૧૭ ॥ પછી બારણા ઉઘેડી નાંખ્યાં, પેડા પુર્શા તમામ; બળદેવ આવ્યા કૃષ્ણ આવ્યા, આવ્યું આખુ ગામ. ॥ ૧૮ ॥ સૌ સૌની નારીને પુછે, આ ખેલ કોણે બનાવ્યો; ચુડો ન મળે ધોળાં વસ્ત્રો, જાણે રંડાપો આવ્યો. ॥ ૧૯ ॥ જોઇ જોઇને સર્વે હસેછે, મસ્કરી કરે ગોપાળ; રંડાપો રૂડો શોભ્યો પણ, માંથા ઉપર વાળ. ॥ ૨૦ ॥ બળદેવજી કળકળવા લાગ્યા, આશું તુજને ઝેર; કેમ કરેછે મસ્કરીયો તું, જા ભાઈ તારે ઘેર. ॥ ૨૧ ॥ પ્રભુ કહે જોઇશું તમાસો, જગતને વેહેવારે, તમાસાનું ન હોય તેડું, રાજ જગાડી મારે. ॥ ૨૨ ॥ છત્રપતી તો પુછવા લાગ્યો, ભાણુમતીને એમ; કયાં ગયાં આભુસણ વસ્ત્રો, કુદરા લાગ્યાં કેમ. ॥ ૨૩ ॥ ભાણુમતી કહે ભરથાર મ્હારા, વાંકો દીવશ થયો; વસ્ત્ર આભુશણ બદલાવીને, વેહેપારી છેતરી ગયો. ॥ ૨૪ ॥ દુરીયોધન કહે બહુ ડાપણમાં, થયો નફાનો પ્રેમ; રાણી કહે કાલે જાનવર લાવી, છેતરાયા તમે કેમ. ॥ ૨૫ ॥ છણુકાને છાકોટા ન કરશો, અમેતો હે નહી રહીયે; પરણાવો પુત્ર તમે તમારે; અમે અમારે જઇએ. ॥ ૨૬ ॥ દુરીયોધન કહે શું કહ્યું છે તે, આવડી કરશ રીસ; જવાનું તો નામન દેતી, તુજ ખોળે મુજ શીશ. ॥ ૨૭ ॥ એટલે પાછું કહ્યું રાણીયે, શું કહુ નફટ તમને; રાખવાં હોયતો વસ્ત્રાભુશણુ, કેથી લાવી દો અમને. ॥ ૨૮ ॥ દુરીયોધને કહ્યું પ્રભુને, વેળા અમારી માપો, ઘેર જઇ પોચાડી દેઇશું, નારીના પોશાગ આપો. ॥ ૨૯ ॥ બળદેવજી કહે આપોવીરા, કહ્યું માન્યું મોરાર; આપ્યાં એકસો છ નારીના વસ્ત્ર અને સણગાર. ॥ ૩૦ ॥ પછી સૌ સૌને સ્થળ ગયાં, ગયો હેડંબાતન; ભોંયરા વીશે અભીમન્યુની, જોડે કર્યું સહન. ॥ ૩૧ ॥ રાત્રી વીતી વ્હાણુ વાહ્યું, ઉઠયો ભીમનો સુત; એ ભાઇ ગામમાં જૈને આવુંછું, કરી આવું કાંઈ તુત. ॥ ૩૨ ॥ એમ કહી બ્હાર નીકળીયો, દુષ્ટને દમ વારાજી; પચીસ દહીત બનાવીને તેની, બનાવી શાક ભાજી. ॥ ૩૩ ॥ ગાંસડો બાંધી માંથે લીધો, પોતે કાછીયો થયો; દ્વારીકાં ગામના બજાર વીશે, વેચવા માટે ગયો. ॥ ૩૪ ॥ સારાં શાક જોઇને લોકો, ભાવજ પુછવા આવે; તવ માયાવી બજાર કરતાં, બમણુ મુલ બતાવે. ॥ ૩૫ ॥ તેથી તેનું કોઇ ન લેતું, એવે આવ્યા ગીરધારી; જાનેયા માટે હરનીશ લાવે, શાક સામાન મોરારી. ॥ ૩૬ ॥ તેમણે દીઠો ગટોડગછને, પ્રભુ જઇ તવ પુછે; સાચા કાછીયા સાચું કહેજે, આ શાકનો ભાવ શું છે. ॥ ૩૭ ॥ માયાવી કહે ભાવજ શાનો, લેઈ જાવો માહારાજ; સત્ય વાદીને ખવરાવશોમાં, લેજો લંપટની લાજ. ॥ ૩૯ ॥ એમ કહીને આપી દીધું, પોતે થ-

ચો વિદાય; સાથે સારાં શાક બીજાં લીધાં; ઘેર ગયા જદુરાય. ॥ ૩૯ ॥ કહી નહીં ને તે દન પ્રભુ, પેઠા રસોઇ કરવા; માયાવી શાક જુદાં કીધાં, પાપી તણાં પેટ ભરવા. ॥ ૪૦ ॥ સ્રષ્ટીનો સ્વાદ ખેંચી મહી મુકયો, જાનીયા જમવા આવ્યા; બાજઠ ઢાળી બીરાજ્યા સરવે, પ્રભુ પીરસણુ લાગ્યા. ॥ ૪૧ ॥ સત્યવાદીને પીરસ્યું સાચું; સોબાઇને માયાવી, છ કારભારી સહીતને એ; નવીન સામગ્રી આવી. ॥ ૪૨ ॥ બાકી બીજાને પીરસ્યું સાચું, જમવાની આગના દીધી; ચાખી જોતામાં અતી સ્વાદ લાગ્યો, કૃષ્ણે કારીગરી કીધી. ॥ ૩૪ ॥ કૌરવે કહ્યું લૈઆવો પાછાં, પાંચવાની પકવાન; બીજુ ત્રીજુ કાંઇ ખાવું નથી, શાક મુકો ભગવાન. ॥ ૪૪ ॥ પ્રભુ કહે જોઇએ જેટલું, તેટલું માગી લેજો; દુરીયોધન કહે શાક તમારૂ, સઘળું મુકી દેજો. ॥ ૪૫ ॥ સ્વાદજ લાગે તેમજ માગે, મુકેછે ભગવાન; અવિવેકી શાક આરોગે, અંધ તણા સંતાન. ॥ ૪૬ ॥ જમતા જમતા વીખાણ કરે, આજ સુંદીર રસોઇ; ઓ બળદેવ બલીહારી જૈયે, ચાતુર રાંધનાર કોઇ. ॥ ૪૭ ॥ બળદેવ કહે કૃષ્ણ અમારા, રાંધ્યું સરમે લેવાઇ; કૃષ્ણ કહે કોનું કરવું તું, અમારા પણ વેવાઈ. ॥ ૪૮ ॥ દુરીયોધન કહે ઓરે મામા, સારી રસોઈ કરે શામ; આપણા ઘરમાં રાંધવા જોઇએ, કૃષ્ણ સરીખો ગુલામ. ॥ ૪૯ ॥ અજ્ઞાની જીવ દુષ્ટ મતીનો, બોલે ફાવે તેમ; માયાવી શાક ઘણુ ખાધું; ગળા લગી આવ્યું એમ. ॥ ૫૦ ॥ પછી સરવે જમી ઉઠયા, બળદેવે મુખવાસ આલ્યા; રસોઇના વીખાણ કરતાં, જાનીવાસે ચાલ્યા. ॥ ૫૧ ॥ એવામાં તો રાત્રી પડી, વીતી ગયો દન; દરવાજા નગ્રના બંધ થયા, સરવે કર્યુ સહ્યન. ॥ ૫૨ ॥ વળણ: ॥ એવે મધ્ય રાત્રી થઇ, ઉઠયો ભીમ કુંવાર; વ્યાસ વલ્લભ એમ ઓચરે, નીકળ્યો ભોંયરા બ્હાર.

---

## કડવું ૩૪ મું. રાગ અહોરાયજીનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, સુરેખા હરણ મહીમાય. અહોરાયજી સુણીયે. ॥ ૧ ॥ ગટોડગચ્છ મેદાનમાં બેઠો, છુટા મેલ્યા કેશ; એટલે એની માયા ઉપડી, પુરણ કર્યો પરવેશ. અ ॥ ૨ ॥ માયાવીની માયા જબરી, હલાવી હલાય; શાક જમી સુતા છે તેના, પેટમાં ધુડધુડ થાય. અ. ॥ ૩ ॥ કૈંના મોહામાં

મોળ વછુટી, કૈંને નીકળે થુંક; કૈં જણાને આંકડી આવી, કૈંને ચાલી ચુંક. અ. ॥ ૪ ॥ અકળાઇ અકળાઇ સરવે ઉઠયા, પુરણ દુખમાં પેઠા; આંતરડાં દોવાવા લાગ્યાં, કૈં જન ઓકવા બેઠા. અ. ॥ ૫ ॥ ખરળ ખરળ સૌ ઓકવા લાગ્યા, પુરાં મળીયાં પાપ; મોહોમાંથી નીકળે ચકલાં ઉંદરડાં, વંદા વીંછીને સાપ. અ ॥ ૬ ॥ ઘસોડીયોને કાન ખજુરા, ખરકોલાં નીકળી પડતાં; ચાકરણીઓને ચાંમાંચીડીયાં, બ્હારપડી તરફડતાં. અ. ॥ ૭ ॥ એવું એવું જોઇને ભય પામે, પોકારે છે બાપ; અડધા પેટમાં અડધા બારણે, લબડે મોહોટા સાપ. અ. ॥ ૮ ॥ આડાં અવળાં તેતો હાલે, જોઇ જોઈ પાડે પોક; હોકારે હોકારા થયા તે, જાગ્યું ગામનું લોક. અ. ॥ ૯ ॥ જુગધીસ જાગ્યા કેહેવા લાગ્યા, સરવે તતપર થૈયે; ચાલો લોકો વણ પૈસાનો, તમાસો જોવા જૈયે. અ ॥૯॥ પ્રભુ આવ્યા લોકોને લાવ્યા, દોડયા આવ્યા બળદેવ; ઓરે વેહેવાઇ દ્વાર ઉઘેડો, તોફાનની શી ટેવ. અ. ॥ ૧૦ ॥ પણ બારણાં ત્યાં કોણ ઉઘેડે, ઓકા ઓકજ થાય; કૈંકૈં લોટા ભરીને નાસે, ત્યાં ને ત્યાં બેશી જાય. અ. ॥ ૧૧ ॥ તેથી અતીશે દુરગંધ ઉડે, ઓકી મુઆ ઘડી ચાર; જીવજંતું દેખી દેખીને, ત્રાસ્યા અપરમપાર. અ. ॥ ૧૨ ॥ આંતરડાં ઓકીને દોવાયાં, માયાવીનો એ કોપ; ખરેખરી સીક્ષા કરીને, માયા કીધી લોપ. અ. ॥ ૧૩ ॥ ન મળે ઓકેલું જીવજંતુ, ધીરજ વળી લગાર; બળદેવની બહુ બુમો સુણી, ત્યારે ઉઘેડયાં દ્વાર. અ. ॥ ૧૪ ॥ એટલે અંતરયામી બોલ્યા, લેવાનોછે લાહાવો; બારણેશા સારૂ ઉભા રહ્યાછો, સૌલોક જોવા આવો. ॥ ૧૫ ॥ તવ બળદેવજીને બહુ રીસ વ્યાપી, બોલ્યા કૃષ્ણ શું એમ; ઉપર રહી મસ્કરી કરાવે, ભાઇ તું આવ્યો કેમ. અ. ॥ ૧૬ ॥ તુતો તારે ઘેર જા ભૈ, તવ બોલ્યા ભગવાન; શા ઉપર સપડાવો છો અમને, આશું નીત્ય તોફાન. ॥ ૧૭ ॥ સપુત વેવાઇ સોધી લાવ્યાછો, જ્યાંને ત્યાં વાત ગવાઇ; રાત પડે ને હોબાળો નીત્યે, આતે શી નાગી ભવાઇ. ॥ ૧૮ ॥ એકે દન ઉંઘવા નવ દીધા, ફજેતી બહુ સસ્તી; હાવું હૈ નીત્યે નહી ફાવે, ઉજડછે કે વસ્તી. ॥ ૧૯ ॥ તમાસો થાશે સૌ જોવા જાશે, જગતનો છે ધારો; તે કરતાં તોફાન ન કરે, વેવાઇઓને વારો. અ. ॥ ૨૦ ॥ બળદેવજી જંખવાણા પડીયા, ગયા વેવાઇપાસ; શું હતું તે આજ બુમો પાડી, શો પડયો તમને ત્રાસ. અ. ॥ ૨૧ ॥ દુરીયોધન કહે ઓ વેહેવાઇ, પોકાર્યા અમે બાપ; અમને સહુને થઇ ગઇ ઉલટી, નીકળ્યા મોહોમાંથી સાપ. અ. ॥ ૨૨ ॥ બળદેવજી કહે બતાવો મુને, કરોછો તમે નવાઇ; કાંઇ નથી ને બુમો પાડોછો, માં-

ડી મીથ્યા ભવાઇ. અ. ॥ ૨૩ ॥ તમે તમારે કાલ સવારે, છાબજ મોકલી-દેજો; પછી વરઘોડો ચઢાવી આવી, કન્યા પરણાવી લેજો. અ. ॥ ૨૪ ॥ એમ કહીને પાછા વળીયા, સૌ લોક ગયું ઘેર; છત્રપતી કહે ઓરે મામા, ફજેતી થઇ બહુ પેર. અ. ॥ ૨૫ ॥ મામો કહે મુઇ ફજેતી, ભુખે જીવડો જાય; રાત્રીએ ખીચડી ઓરાવી, એકેલા સહુ ખાય. અ. ॥૨૬॥ પછી સરવે સહન કીધું, થયો માતસકાળ; તવ અંતરધ્યાન થઇને ગયા, ભોંયરે શ્રી ગોપાળ. અ. ॥ ૨૭ ॥ બે ભાઈ સુતા તેને જગાડચા, બોલ્યા જુગજીવન; વીવેક હોયતો છાબ કન્યાને, આપો ભીમના તન. અ. ॥૨૮॥ ગટોડગછ કહે રીતી બતાવો, પ્રભુ કહે ત્યાર થાવો; ભાણુમતીનું સ્વરૂપ ધરીને, વેવાઇને ઘેર જાવો. અ. ॥ ૨૯ ॥ જોડે બીજી નારીયો લેવી, ગાતાં જવું સહુ સાથ, વસ્ત્રને આભુશણ ભરેલી, છાબ લેવી તમ હાથ. અ. ॥ ૩૦ ॥ ગાતાં ગાતાં મંડપ જાવુ, વેહેવાણે વેહેવાણો ગાય; તમારે તો છાબ લેઇને, બેસવું મંન્ડપ માંય. અ. ॥ ૩૧ ॥ પછી સુરેખા કન્યા આવી, છાબ બધી લેઈ જાશે; તે મુકી આવીને ખોળામાં, બેસવાની તમ પાસે. અ૦ ॥ ૩૨ ॥ એ રીતીછે છાબ આપ્યાની, બોલ્યો ભીમનો તન; કરશું વટ વેહેવાર સઘળો, ઓરે જુગજીવન. અ૦ ॥ ૩૩ ॥ એટલે પ્રભુ વીદાય થયા, ઉઠયો માયાવી ભુપ; છાબ દેવા જાવાને ધરીયું, ભાણુમતીનું રૂપ. અ૦ ॥ ૩૪ ॥ એકસોને છ દહીત બનાવ્યા, માયાવી કુંવાર; એક દહીતની છાબ બનાવી, ભયા વસ્ત્ર સણગાર. અ૦ ॥ ૩૫ ॥ એકસોને પાંચ રાક્ષસ રહ્યા, તેની કરી ફંદ ફેરી; નવાણુ ભાઈની નારી નવાણું, છ કારભારી કેરી. અ૦ ॥ ૩૬ ॥ પોતે ભાણુમતી થયેલો, ખેલજ કીધો ત્યાંય, છાબ લેઈને સૌ સંગ પડીયો, દ્વારીકાં નગ્રની માંય. અ૦ ॥ ૩૭ ॥ ગાતાં વાતાં મંડપ ભણી, ચાલ્યાં ઉલટ લાવી; બળદેવને ત્યાં ખબર પોહોચી, છાબ આપવા આવી. અ૦ ॥ ૩૮ ॥ બળદેવની નારી રેવંતી, તે કહે ધારો ખોટો; અત્યારમાં સૌ ઉભાંરો ગાવા, મોહોટાંનો ચાલ મ્હોટો. અ૦ ॥ ૩૯ ॥ વળણ : ॥ એમ કહી જદુકુળની, ભેગી કીધી નાર; ગીતાં ગાતી આવતી, તેનો કહુ વિસ્તાર.

## કડવું ૩૫ મું રાગ. ધુમાશી ધોળનો.

આંની આંરે રૂડા વીવા માંડીયા, ટેક ઃ ॥ હવે વૈશમ પાય રૂશી બોલીયા, તું તો સુણજન મેજે ભુપાળ; રૂ૦ છાબ લેઈ સાસુ થઈ ચાલીયો, એતો માયાવી ભીમનો બાળ. રૂ૦ ॥ ૧ ॥ જાતાં જોવા મળયું લોક ગામનું, એને ભાણુમતી સહુ જાણે; રૂ૦ રાણી ઠમકેને ઝમકે ચાલતી, છેડા ખેંચીને ઘુંઘટ તાણે. રૂ૦ ॥ ૨ ॥ ગાતી ગાતી આવી સહુ સુંદરી, પુરે પ્રેમે મંડપમાં પેઠી; રૂ૦ છાબ ગ્રહી ભાણુમતી ભામની, ગાદી ટકીયે મન્ડપમાં બેઠી. રૂ૦ ॥ ૩ ॥ તવ રેવંતીજી ઘરમાં ગઈ, કહ્યું દીકરી પેહેરી હોઢી જાવો; રૂ૦ તારી સાસુજી છાબ આપે તુજને, તેતો લેઇને ઘરમાં આવો; રૂ૦ ॥ ૪ ॥ તવ સુરેખા કન્યા સંચરી, એને પુરણ ઉલટ વાપી; રૂ૦ ગટોડગછે બોલાવી ભાવથી, કન્યાના કરમાં છાબ આપી. રૂ૦ ॥ ૫ ॥ તે તો લેઇને ઘરમાં પરવરી, માયે વધાવી ધરી ઉમંગ; રૂ૦ છાબ લેઈ કહ્યું બેટી સંચરો, બેસો જૈ સાસુને ઉછંગ. રૂ૦ ॥ ૬ ॥ તવ સુરેખા ત્યાંથી પાછી વળી, માને કહે મન્ડપમાં પેઠી; રૂ૦ સાસુ થઈને બેઠો સુત ભીમનો, તેના ખોળામાં આવીને બેઠી. રૂ૦ ॥ ૭ ॥ સુરેખા કહે સાસુજી માહરાં, તમ સંગ દીવસ આવ્યો રૂડો; રૂ૦ ગટોડગછે મનમાં વીચારીયું, નથી સાસુજી હું છું સાસુડો. રૂ૦ ॥ ૮ ॥ પછી ગટોડગછ કહે વહુવારૂ, ચાલો આપણે ઉભાં થૈયે; રૂ૦ કેવો મેહેલ તાહરા તાતનો, મને દેખાડ જોવાને જૈયે. રૂ૦ ॥ ૯ ॥ તવ સુરેખા કન્યા ઉભી થઇ, ઝાલ્યો સાસુજી કેરો હાથ; રૂ૦ વાતો કરતાં ગયાં બેઉ મેહેલમાં, પેહેલો માળ જોવા ચઢયાં સાથ. રૂ૦ ॥ ૧૦ ॥ નીરખી જાળી બાહારી અટાળીયો, જોતાં જોતાં બીજે માળ જાય; રૂ૦ નીચે કરેલી માયાવી કામની, તેતો જદુનારી સામી ગાય. રૂ૦ ॥ ૧૧ ॥ એવે બીજે ત્રીજે માળ નીરખી, ગયાં ચોથે ને પાંચમે માળ; રૂ૦ પછી છઠ્ઠોને સાતમો નીરખ્યો, ગયાં ધાબામાં ધાબુ વીશાળ. રૂ૦ ॥ ૧૨ ॥ એતો અગાશી ગગનમાં ગાજતી, ત્યાં તો શીતળ વાયુ વ્હાય; રૂ૦ દીસે નગ્રને વન બધું ત્યાં થકી, વળી અશોક બાગ દેખાય. રૂ૦ ॥ ૧૩ ॥ તવ ગટોડગછે વીચારીયું, નથી હાંઈ કોઇ કાળો કાગ; રૂ૦ મ્હારી સુરેખા ભાભી છે એકલી, ભલો લેઇ જવાનો છે લાગ. રૂ૦ ॥ ૧૪ ॥ વળણ ॥ છે લાગ લેઇ જાવા તણો, ભલુ તો મુજ ભાગ; વલ્લભ વદે વીચારીયું, ફરી નહી બેસે જોગ.

— ❦ —

## કડવું ૩૬ મું. રાગ સવૈયો કે ઝડપનો.

એમ વીચારી ચીર કાઢ્યું, કટી કશીને બાંધે; આવોરે લાડકડી ભાભી, કહીને લીધી ખાંધે. ॥ ૧ ॥ વાયુને વટોળ કીધો, વીજળીનો ચમકાર; ગરજના કરી ગમને ચઢીયો, ભીમ તણો કુંવાર. ॥ ૨ ॥ બાગમાં પડી ભોંયરા વીશે, સુરસપાટે આવ્યો; કયાં ગયા અભેમાન ભાઇ, ભાભી લાડકડી લાવ્યો. ॥ ૩ ॥ એમ કહી જઇ પાસે બેસાડી, ગભરાઇ સુરેખાય; અભીમન્યુંને ઓળખ્યોને, રડવા લાગી ત્યાંય. ॥ ૪ ॥ મારા રડયા મારા પીટયા, કરમ હીણા કાહાવ્યા; બોલાવ્યું મ્હારા બાપને તમે, કેમ મને હરી લાવ્યા. ॥ ૫ ॥ ઓળખ્યો આ જુનો વર મ્હારો, કહીને નાંખી ચીસ; મ્હારા તાતને તેડાવીને, છેદાવું તમ શીશ. ॥ ૬ ॥ ગટોડગછે મન વીચાર્યું, જાણી જશે કોઇ વાત; પાર નહિ પડે ખેલ ધારેલો, થાશે અતી ઉતપાત. ॥ ૭ ॥ એમ જાણી સમજાવવા લાગ્યો, સુરેખાને એમ; હાવો રૂપાળો વર મુકીને, પેલાને મોહ્યાં કેમ. ॥ ૮ ॥ કન્યા ગાળો દેવા લાગી, તમને પોહોડું જેડ; ગટોડગછ કહે ગાળો ન દેશો, હું તો તમારો જેડ. ॥ ૯ ॥ છાંનાંમાંનાં આને પરણો, સંસારનું સુખ માણો; હુંકારો મુજને નવ કરીયે, આહીરી લજ્યા તાણો. ॥ ૧૦ ॥ તેમ તેમ ગાળો દેવા લાગી, રૂવે અપરમપાર; ધાંટા કાહાડે બરકા પાડે, નાહાની વયની નાર. ॥ ૧૧ ॥ ગટોડગછે શીશ પછાડી, કીધા રાક્ષસ ચાર; ગર્ધવ મુખાકારમા કાળા, દંત લાંબા ગજ ચાર. ॥ ૧૨ ॥ ગોળ ગોળ ગોળા જેવા ડોળા, પોહોળાં મોહો કદરૂપ; ભારે ભયંકર દહીતો દેખી, કન્યા થઇ ગઇ ચુપ. ॥ ૧૩ ॥ રાક્ષસો કહે ખાઇ જઇશું, થનારૂં હોય તે થાય; સુરેખા કહે જેડ મ્હારા, તમને લાગું પાય. ॥ ૧૪ ॥ આ રડયા મને ખાઇ જવાના, રંક ભાભી ઉગારો; મુઓ પેલો વર લખમણો, આ વર મ્હારે સારો. ॥ ૧૫ ॥ અભીમન્યુ તવ હસી પડીયો, બોલ્યો ગટોડગછ એમ; કબુલ કરે છે કન્યા વરને, પાપીયો ખાવોછો કેમ. ॥ ૧૬ ॥ ખબડદાર કોઇ નવ ખાશો, પાસેને પાસે ઠરજો; જો એ કન્યા બુમો પાડે, તો એક કોળીયો કરજો. ॥ ૧૭ ॥ પછી કહ્યું અભિમન્યુને, ઓ વીરા હું જાવું; કન્યાની ત્યાં બુમ પડશે, જૈ સુરેખા થાવું. ॥ ૧૮ ॥ આશા ભરેલો વર આવ્યો છે, કન્યા વીના વળે પાછો; મ્હારી તમે ચીંતા ન કરશો, કોઈ વાતે નથી કાચો. ॥ ૧૯ ॥ સુરેખા કહે જેડ મ્હારા, રાક્ષસ લેતા જાવો; નહી

તો મુજને ખાઈ જવાના, કાંઇક દયા લાવો. ॥ ૨૦ ॥ ગટોડગછ કહે નહી ખાય તમને, બોલ્યા વીના કોઇ વાર; સુરેખા કહે ડાહી થઇશ હું, બોલીશ નહી લગાર. ॥ ૨૧ ॥ બેશીશ તમારા ભાઇકને, પછી રડ્યા શું ખાશે; માયાવી કહે એવાં ડાહ્યાં થઇ, બેસો ભરથાર પાસે. ॥ ૨૨ ॥એમ કહીને બ્હાર નીકળીયો, ઉડી આકાશે ચડીયો; સુક્ષ્ય સુરેખાનું રૂપ ધરીને, જૈ ધાબામાં પડીયો. ॥ ૨૩ ॥ પછી પોતે છાબ લોપ કીધી, લોપ કરી બધી નાર; માયાવી ખેલ કરેલો તે, રાખ્યો નહિ લગાર. ॥ ૨૪ ॥ બાવરી બની જદુકુળનારી, વેહેવાગે ગઈ ક્યાંય; છાબ આપેલી જોવા ગઈતી, તે ન મળે ઘરમાંય. ॥ ૨૫ ॥ તવ સહુ સુંદરી કેહેવા લાગી, આતો કઉતક કાહાવ્યું; ગાંડાં જેવા ગાવા લાગ્યાં, નીસ્ચે સપનું આવ્યું. ॥ ૨૬ ॥ રેવંતી કહે શાનું સપનું, ગાયું છે લાડે કોડે; સુરેખા ગઇ છે મ્હેલ જોવા, એની સાસુ જોડે. ॥ ૨૭ ॥ અરેરે તેનો તપાસ કરૂ, કહી મેહેલમાં દોડી; ઓરે સુરેખા ઓરે સુરેખા, ઓરે લાડકડી છોડી. ॥ ૨૮ ॥ મેઢા ઉપર ચઢવા લાગી, ચાંટ્રા કાઢી બોલાવી; ઓમા ઓમા કરતી કરતી, સામી સુરેખા આવી. ॥ ૨૯ ॥ ચોથે માળે ભેગાં થયાં, મા દીકરી તે ઘડી; ઓ માતા મુને બીકલાગી, કહીને બાહાજી પડી. ॥ ૩૦ ॥ રેવંતીયે રૂદે ચાંપી, નીચે તેડી લાવી; પ્રભુ કેરી પ્રેમદા સૌ, ખબર પુછવા આવી. ॥ ૩૧ ॥ રેવંતી કહે દીકરી મ્હારી, તારા જીવને કેમ; ગટોડગછ કહે કાળજું મ્હારૂં, ધડકયા કરે જેમ તેમ. ॥ ૩૨ ॥ સૌ કહે તારી સાસુ કયાં ગઇ, કેવું બની ગયું કામ; ગટોડગછ કહે ઉંચી.ઉડીને; ચાલી ગઇ એ આમ. ॥ ૩૩ ॥ ઓમા મ્હારા પેટમાં તો, મરવાનો ભય લાગે; જીવ ઘણો ગભરાય છે મ્હારો, જાણે કોઇ હાડ ભાગે. ॥ ૩૪ ॥ રેવંતી તવ રડવા લાગી, ચોધારે આંસુ પાડી; પથારી કરી સુરેખાને, સાચવીને સુવાડી. ॥ ૩૫ ॥ અરે રે જોશીને બોલાવો, જોવરાવો કોઇ જોશ; દોરા કરાવો ચીઠી કરાવો, શો દીકરીને દોશ. ॥ ૩૬ ॥ ભુઆ બોલાવો જતી બોલાવો, કોઇને દાણા દેખાડો; દ્રષ્ટી બાંધો નજર ઉતારો, લાડકડીને ઉઠાડો. ॥ ૩૭ ॥ એટલે અતી દોડા દોડ ચાલી, કન્યા મરડે મુખ; મોઘાઇ માટે ખાય ગોડમડાં, સૌ કહે દારૂણ દુઃખ. ॥ ૩૮ ॥ બળદેવજી ત્યાં દોડીને આવ્યા, બહુ ચીંતામાં પેઠા; ઉદાશ પામી લેલાટ કર દે, સુરેખા પાસે બેઠા. ॥ ૩૯ ॥ ઉતાર ઉતારે નજર બાંધે, કરાવે દોરા ચીઠી; લગન વેળા વીઘન આવ્યાં, દીકરી દુખી દીઠી. ॥૪૦॥ એવામાં શ્રી કૃષ્ણ આવ્યા, સેજ સ્વભાવે ત્યાંય; કન્યાને ઓળખી પાછા વાળીયા, ઉભા ન રેહેતું

હાંય. ॥ ૪૧ ॥ અવામાં સુરેખા બોલી, બળદેવ મત્યે વચન; કૃષ્ણ કાકાને પાછા બોલાવો, ખોળે બેઠાનું મન. ॥ ૪૨ ॥ બળદેવજીએ બુમ પાડી, પાછા વળો મમ ભ્રાત; તમારે ઉછંગ બેટી બેસાડો, ટાઢી મીઠી કરે વાત. ॥ ૪૩ ॥ કૃષ્ણ પ્રભુ કહે કામ છે મ્હારે, તવ બળને રીસ વાપી; માહારે ખોળે મોહોટાં કીધાં, બાળક તારાં અદ્યાપી. ॥ ૪૪ ॥ તે બધું મ્હારૂં છુટી પડીયું, દીકરી નથી સુખી; તેથી ખોળે બેસવા માગ્યું, શું જશે ખોળો દુખી. ॥ ૪૫ ॥ એવું કહ્યું તવ કૃષ્ણજી આવ્યા; બોલાવી રૂડે રંગ; આવ્ય સુરેખા કહીને બેસાડી, હરજીયે ઉછંગ. ॥ ૪૬ ॥ પછી છાનું માનું કહ્યું, પોતે સુંદીરશામ; તું તારે કર કરતો હોય તે, ન લઈશ મારૂં નામ. ॥ ૪૭ ॥ મુજ ઉપર રાખવી મેહેરબાની, જાણીતા તુજથી કાંપે; ગટોટગછ કહે તમારી નારીયો, કેવી ચરણ શીશ ચાંપે. ॥૪૮॥ કૃષ્ણ કહે ફાવે તે કરજે, તારો દીવસ છે ઘેર; ઉછંગથી ગટોટગછ ઉઠયો, પછી બોલ્યો સુખ ભેર. ॥ ૪૯ ॥ પીતાજી હવે ઠીક થયું છે, જાવો સૌ સૌને ઠામ; એમ કહી પથારીમાં સુતો, લેશો નહિ મુજ નામ. ॥ ૫૦ ॥ એટલે સરવે વેરાઇ ગયું, બોલી રેવતી એમ; એ દીકરી તને ખાવા આપું, શું ખાધા પર પ્રેમ. ॥ ૫૧ ॥ વળણ: ॥ ખાવા માગો દીકરી, તો મન ખુશી થાય; કહે વલ્લભ એમ કરગરે, સુરેખાની માય.

—⊱⊰—

## કડવું ૩૭ મું. ॥ રાગ ચોપાઈ ॥

બોલ્યા વૈશમ પાયે વચન, સુણ પરીક્ષત રાયના તન; બોલ્યો ગટોટગછ હું ખાવું, લાવો કુંચીયો ઓરડે જાવું. ॥ ૧ ॥ ભર્યાં પકવાન જાનૈયા કાજ, ગમતો તેમાંથી ખાવું આજ; તવ માતાને ઉલટ વાપી, સાતે ઓરડાની કુંચીયો આપી. ॥ ૨ ॥ તવ માયાવી ઓરડે ગયો, દીઠાં પકવાન ખુશી થયો; એણે માયા રચી તે વાર, કીધા દહીત એક હજાર. ॥ ૩ ॥ તેમાં પાંચસેં ટોપલા કીધા, પકવાને ભરાવી દીધા; રહ્યા રાક્ષસ પાંચસેં જેહ, ઉપડાવ્યા તેને શીર તેહ. ॥ ૪ ॥ પછી ખેલ માયાવી કીધા, કરી અદર્શ મોકલી દીધા; તેતો પોહોચાડ્યા હેડંબા વન, દીધા ઓરડા ભીમને તન. ॥ ૫ ॥ હતું તેટલું પકવાન ટાળ્યું, એણે સાફ વાશીદુ વાળ્યું; તાળાં દેઈને કુંચીયો લીધી, જઈ રેવંતીને દીધી. ॥ ૬ ॥

ગયા પકવાન લેઇને જેહ, આવ્યા હેડંબા વનમાં તેહ; કર્યો ઢગલો પકવાન તણો, તેનો ગંજજ વાગ્યો ઘણો. ॥ ૭ ॥ બેઠી સુભદ્રા હેડંબાય, કહ્યું શેવકે સઘળું ત્યાંય; બોલી સુભદ્રા એ જેઠાણી, કયાંથી આણ્યાં પકવાન તાણી. ॥ ૮ ॥ કહે હેડંબા સુણો દેરાણી, લાવ્યા દ્વારીકાંથી દૈત તાણી; એતો વેહેવાઇનું મોકલાવ્યું, તમ સારૂ ઢાંક્યું આવ્યું. ॥ ૯ ॥ કહી હસ્યાં દેરાણી જેઠાણી, બેઉ રહ્યાં છે ઉલટ આણી; રહ્યો માયાવી થઈ કન્યાય, બળીભદ્રના ભોવન માંય. ॥ ૧૦ ॥ એવે થયો મધ્યાન કાળ, બોલ્યો દુરીયોધન ભુપાળ; ઉઠો નારીયો સરવે જાવો, છાબ જે વહુને આપી આવો. ॥ ૧૧ ॥ તવ ઉઠી ભાણુમતી રાણી, પેહેર્યા પોશાગ ઉલટ આણી; પછી છાબ કરી તૈઆર, તેમાં ભર્યા વસ્ત્ર શણગાર. ॥ ૧૨ ॥ લીધી ભાણુમતીયે હાથ, બીજી પ્રેમદા ચાલી સાથ; ગીત ગાતી ગાતી સહુ આવી, તવ વેહેવાણોએ બોલાવી. ॥ ૧૩ ॥ સહુ સામા સામી ગીત ગાતી, બેઠી ભાણુમતી મદ માતી; તવ રેવતી ઘરમાં ગઈ, ત્યારે સુરેખા ઉભી થઇ. ॥ ૧૪ ॥ રેવંતીયે કહ્યું બેટી જાવો, સાસુ આપે તે છાબ લાવો; બોલ્યો ગટોડગછ મુખ એવું, નહી જો થાય થયું-તું તેવું. ॥ ૧૫ ॥ માયે કહ્યું કાળજાની કાચી; આ તો આવી છે સાસુ સાચી; ત્યારે ચાલ્યો હેડંબા તન, ગયો મન્ડપ હસ્તે વદન. ॥ ૧૬ ॥ જઇ છાબ સાસુ કને લીધી, પોતાની માતને સોંપી દીધી; પછી પાછો મન્ડપમાં પેઠો, ભાણુમતીને ખોળે બેઠો. ॥ ૧૭ ॥ તવ ભાણુમતી હરખાણી, વહુ બહુ રૂપાળી જાણી; એણે અણ દીઠાનું દીઠું, જાણે માર મહુડાંને મીઠું, ॥ ૧૮ ॥ વહુતું નથી રૂપે નરસી, કહી ચાંપે રૂદીયા સરસી; વીચાર્યું માયાવીયે એમ, બતાવું સાસુને પ્રેમ. ॥ ૧૯ ॥ વ્હાલાં લાગો છો કહીને દાબી, બની ગઇ ભાણુમતી રાબી; ભાગી ગયાં એનાં બધાં હાડ, બળ્યું આ કન્યાનું લાડ. ॥ ૨૦ ॥ તર્યાં નેત્રને તપ્યું શીશ. નાંખી રાણીયે કારમી ચીસ; તવ શકુની મામાની નારી, એણે ભાણુમતીને વારી. ॥ ૨૧ ॥ કર્યાં કન્યાયે તુજને લાડ, તેમાં શું તારાં ભાગ્યાં હાડ; એતો છે વહુજી હલેતી, તેમાં શી કરી તેની ફજેતી. ॥ ૨૨ ॥ કહી ગોદે મારી રીસ કીધી, પોતે વહુને ખોળે લીધી; બોલ્યાં માંમીજી વહુ શાણ્યાં, તારી સાસુમાં નથી બે દાણા. ॥ ૨૩ ॥ કહી ચાંપે રૂદીયા સાથ, ત્યારે દીધી માયાવીએ બાથ; માંમીજી તમે છો બહુ સારાં, મને લાગો છો માણુથી પ્યારાં. ॥ ૨૪ ॥ કહી દબાવી દાખવી રીસ, તવ માંમીયે પાડી ચીસ; એનાં લોચન તરી ગયાં, બધાં હાડજ ચકચુર થયાં. ॥૨૫॥

મુકી દીધી સુરેખાયે મામી, દાબવામાં ન રાખી ખામી; પછી ભાણુમતી બોલી એમ, હવે બુમ તમે પાડી કેમ. ॥ ૨૬ ॥ બોલી મામીજી સુણ રાણી, હવે કન્યાની વાત મેં જાણી; આપણો લખમણો રાંક, તેનો વીચાર કરવો કાંક. ॥ ૨૭ ॥ બોલી મુખ મરડી ભાણુમતી, મને આ કન્યા ગમતી નથી; કદી પરણાવ્યા વણ પાછાં જૈયે, બળીભદ્રનાં દુશમન થૈયે ॥ ૨૮ ॥ માટે પરણાવવો રીજી ખીજી, ઘેર જઇને લાવીશું બીજી; બળદેવ તનયા બળદાખે, મ્હારા છોકરાને મારી નાંખે. ॥ ૨૯ ॥ એવી વાતો કરતી ચાલી; ગઇ જાનીવાસે કર ઝાલી; કહાવ્યું બળદેવજીએ આવો, વાજતે ગાજતે વર લાવો. ॥ ૩૦ ॥ તવ બોલીયો અંધ કુંવાર; મામા વરને કરો તૈઆર; એને પીઠી ચોળાવો અંગ, કાહાડો વરઘોડો ખુબ રંગ. ॥ ૩૧ ॥ વળણ: ॥ મામે આપી આગના, આવો સરવે નાર; પીઠી ચોળો પ્રેમથી, હવે ન કરશો વાર.

---

## કડવું ૩૮ મું. રાગ ધોળનો.

પીઠી ચોળે, પીઠી ચોળે પ્રીત આણીરે; વરરાજાને ચઢાવે ગંગોદક પાણીરે. ॥ ૧ ॥ અત્તર ફુલેલ, તેલ શરીરે લોચેરે; ગીતાં ગાતી ગાતી તે શરીયા ધોયેરે. ॥ ૨ ॥ વરરાજાને હૈયે હરખ નવ માય, ઝટપટ કરવા આવ્યો દુરીયોધન રાય. ॥ ૩ ॥ એરે મામા ટાઢો સ્વભાવ તમારોરે; બાજઠ પરથી, વરને ભોંય ઉતારોરે. ॥ ૪ ॥ હુંનું ટાઢું જળ મંગાવી દોનેરે, વરરાજાને, હવે નવરાવવા લ્યોનેરે. ॥ ૫ ॥ તવ તે મામે ભોમી ઉતારી નવરાવ્યોરે; છત્રપતી વસ્ત્ર આભુશણ લાવ્યોરે. ॥ ૬ ॥ મામા ઝટપટ જાવાનો રાખો ખટકોરે; પેરાવો જામો, વરને ચીરાને પટકોરે. ॥ ૭ ॥ તવ તે મામે, પેહેરાવ્યાં વસ્ત્ર સણગારરે; નાંખ્યા અછોડા, હીરા મોતીના હારરે. ॥ ૮ ॥ એટલે રાયના, અનુચર આંગણે આવ્યારે, વરને માટે, ઘોડી સણગારીને લાવ્યારે. ॥ ૯ ॥ દુરીયોધને કહ્યું વરને ઉપાડોરે; વારના કરશો, વરરાયને બહાર કહાડોરે. ॥ ૧૦ ॥ લાવી તમે ઘોડી ઉપર બેસાડોરે, પછી સરવે જાનૈયા રસ્તે પાડોરે. ॥ ૧૧ ॥ મામાયેતો, વરરાયને ઉપાડયોરે; બહાર કાહાડી ઘોડી ઉપર બેસાડયોરે. ॥ ૧૨ ॥ વરરાજાતો થૈ બેઠો ઠીકા ઠીકરે, બેસતામાં થઇ છે દસવીસ છીંકરે. ॥૧૩॥

બોલ્યો રાજા, મામા આ શુકન કેવારે; મામો કહે, જસલેઇ આવીએ એ વારે. ॥ ૧૪ ॥ છત્રપતી, કહે શી બુધ્ધી તમમાં ભાળુરે; કરો ટબકુ, વરરાયને મોઢે કાળુરે. ॥ ૧૫ ॥ દ્રષ્ટી ન વાગે, પરણી આવે લાડે કોડેરે; એટલે માંમે, લાવીને મેંશ ગશી મોહોડેરે. ॥ ૧૬ ॥ વરરાજાને શીફળ આપ્યું હાથરે; મોહોડ ધાલી, પુંઠે ઉભી એની માતરે. ॥ ૧૭ ॥ કહે ભુપતી, વરને મુખવાસ આલોરે; સૌ જાનૈયા, વરરાયને લેઇ ચાલોરે. ॥ ૧૮ ॥ વળણ : ॥ લૈ ચાલો વરરાયને, કહે છે દુરીયોધન; વદે વલ્લભ સૌ સાંભળો, ઘોડી તણું વરણન.



## કડવું ૩૯ મું. ॥ રાગ લક્ષમણની ઘોડીનો. ॥

આંની હાંરે લખમણ વરની ઘોડલી. ટેક. ॥ રાજાયે દીધી આગનારે, ગરગડીયાં નીશાન; છત્રીસ વાજાં વાગીયાંરે, ચાલી કૌરવ કેરી જાન. લ૦ ॥ ૧ ॥ જાનૈયા જોડે જાયછેરે, સામેલા રૂપવાન; સાજન સારૂ શોભતું રે, બની શોભા સ્વર્ગ સમાન. લ૦ ॥ ૨ ॥ છત્રપતી મહી માલતોરે, અછકલો નીચ જાત; ફુલી ફુલી થાય ફાળકોરે, ભાણુમતી વરરાજાની માત. લ૦ ॥ ૩ ॥ મોહોડ મુસ્તકપર મેલીયોરે, વામનદીવો હાથ; નવાણું ભાઇની નારીયોરે, ચાલે ભાણુમતી સાથ. લ૦ ॥ ૪ ॥ બાપ સરીખો બેટડોરે, લખમણ વર નાદાન, વારે વારે હસ્યા કરેરે, બન્યો બાઘો ચકવો બેભાન. લ૦ ॥ ૫ ॥ ડાફેર્યાં મારે ડગેડગેરે, જુએ નગરનું લોક; મરડે મોઢાં વર જોઇનેરે, ભીડભરાઇ છે અથોક. લ૦ ॥ ૬ ॥ દેખાડે સહુને સાહ્યબીરે, રાજા દુરીયોધન, મુજ જેવો ગ્રહસ્ત કો નથીરે, એવો એભીમાન વસ્યો છે મન. લ૦ ॥ ૭ ॥ શુભ શોભાથી આવીયારે, બળદેવજીને ઘેર; તોરણે વરને રાખીયોરે, પછી પોંકવાની કીધી પેર. લ૦ ॥ ૮ ॥ રેવંતી આવી પોંખવારે, વર પોંખ્યાના કોડ; વામન દીવો હાથમાંરે, માંથે બતરીસ ભમરીનો મોહોડ. લ૦ ॥ ૯ ॥ ગરગાચાર્ય પોંખાવતારે, લીધી સામગ્રી સાર; વરની કને મામો રહ્યોરે, કરે બ્રાહ્મણ મંત્ર ઉચ્ચાર. લ૦ ॥ ૧૦ ॥ ધુંશળ મુશળ રવૈયોરે, શરીયો સંપુટ ત્રાક; એંડીપેંડી ઉતારીનેરે, ટીલું તાંણી આંમળીયું નાક. લ૦ ॥ ૧૧ ॥ વળણ :॥ એ રીતે વર પોંખીયો, લીધો મંડપ માંય; બાજઠપર પધરાવીયો, બેઠા દીપાચાર ત્યાંય. ॥



## કડવું ૪૦ મું. ॥ રાગ સાખીનો. ॥

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણજન મેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, સુરેખા હરણ મહીમાય. ॥ ૧ ॥ મન્ડપ માંડ્યો છે મધ્ય ભાગે, પુર્વ દીશાયે સભાય; જાદવ કૈરવ સૌ ત્યાં બેઠા, મન્ડપ ચરચા દેખાય. ॥ ૨ ॥ પશ્ચીમ દીશા રચીછે સભા, તેમાં બેઠી સહુ નારી; તેપણ સઘળી ચરચા દેખે, રચવાની બલહારી. ॥ ૩ ॥ ગર્ગાચાર્ય ને કીરપાચાર્ય તે, બેઠા મન્ડપ માંય; બાજઠ બેઠાછે વરરાજા, શકુની મામો ત્યાંય. ॥૪॥ રેવંતીયે સુરેખાને, કર્યો પીઠી આચાર; કન્યા ચુડો મોજડી પાનેતર, પેહેરાવ્યાં તે વાર. ॥ ૫ ॥ કન્યા મોઢીયો માંથે મુક્યો, કન્યા રૂપ બનાવી; પ્રદ્યુમાને ઉચકી લાવી, મંન્ડપમાં પધરાવી. ॥ ૬ ॥ કન્યા પાસે પ્રદ્યુમાન બેઠો, પ્રભુ ભય મન લાવે; પુત્ર મ્હારો પાસે હશે તો, કન્યાને નહી ફાવે. ॥ ૭ ॥ એવું જાણી પુરૂશ પુરાણી, બોલ્યા મુખ વચન; સભામાંથી ધાંટો કાહાડી, તેડ્યો પોતાનો તન. ॥ ૮ ॥ કૃષ્ણ કહે તમે બેસો સભામાં, કન્યા કને શોભે નારી; એક દાસીને બેસાડીને, અત્રે આવો વીચારી. ॥ ૯ ॥ પ્રદ્યુમાને કબુલ કીધું, સત્ય વારતા મન વ્યાપી, દાસીને જઈપાસે બેસાડી, સૌ સામગ્રી આપી. ॥ ૧૦ ॥ પોતે જઇને બેઠો સભામાં, શુંભ શોભા દેખાય; વરકન્યા સામસામી મંડપમાં, પટકુળ આડો ધરાય. ॥ ૧૧ ॥ હસ્ત મેળાવાનો સમય થયો, વીપ્રને વચને તદાપ; આડો પટ તે લેઇ લીધો, કીધો હસ્ત મેળાપ. ॥ ૧૨ ॥ કન્યાનો કોમળ કર દેખીને, ખુશી થયો વરરાય; મામાયે કહ્યું વરરાજાને, કેવીછે કન્યાય. ॥ ૧૩ ॥ એટલે હશીને વરરાય બોલ્યો, મુજ પીતા છત્રપતી; પણ મ્હારીનારીના સરખી, એમને નારી નથી. ॥ ૧૪ ॥ ઓ મામા હું ભાગ્યશાળી, મામો કહે સુખ લેજે; છાનો માનો એ કન્યાના, હાથ ઉપર નખ દેજે. ॥ ૧૫ ॥ વરરાજા કહે બધું જાણું છું, શીખવ્યું છે મુજ મીત્ર; એમ કહી નખ દેવા લાગ્યો, કરે પ્રેમ ચરીત્ર. ॥ ૧૬ ॥ ગટોડગછે મન વીચાર્યું, પતી ઉપર પ્રેમ ધરીયે; એ લાડ આપણને કરે છે, તો આપણ પણ કરીયે. ॥ ૧૭ ॥ એવું જાણીને વરનો પોંચો, દબાવ્યો કરી રીસ; આંગળાં હાડ નાંખ્યાં ભાગી, વર ઉડયો પાડી ચીસ. ॥ ૧૮ ॥ વળણ :॥ ચીસ પાડી વર ઉઠીયો, આંસુ નીકળી જાય; વ્યાસ વલ્લભ વદે સાંભળો, શું કહે છે વરરાય.

—⁂—

## કડવું ૪૧ મું. રાગ વૈરાગી બીલાવરની છાંયા.

ઓ મામા મુકાવોરે, જીવ મારો જાય છે; હું તો નહી પરણુ રે, કન્યા મારી માય છે. ॥ ૧ ॥ મામો તવ બોલ્યોરે, એવા ગાંડા નવ થૈયે; કન્યા કોમળ અંગનીરે, તેનાથી શું ડરી જૈયે. ॥ ૨ ॥ સમજાવી બેસાડયોરે, સભા સહુ નજરે જુએ; હોંશ ગઇ ભાગીરે, બેઠો બેઠો વર રૂએ. ॥ ૩ ॥ કન્યાયે વિચાર્યુંરે, હાડ ભાગ્યું ખરે ખરૂં; રડેછે કેવારનોરે, માટે એને રાજી કરૂં. ॥ ૪ ॥ ઘુંઘટ ઉઘેડયોરે, દેખાડી કાન્તી કેવી, માન્યની મરવાં નેણીરે, પુર્ણમીના ચંદ્ર જેવી. ॥ ૫ ॥ વર હસી પડીયોરે; મામા વહુ બહુ સારી; હવે હુ તો પરણું રે, એતો મા નહી મ્હારી. ॥ ૬ ॥ એવી રીતે રાજીરે, વર રાયને કીધો; ઘુંઘટ ગટોડગછેરે, ખુશી કરી ખેંચી લીધો. ॥ ૭ ॥ ઘુંઘટ ઢાંકી ધાર્યુંરે, વરરાયને દેવા દુખ; પાછો ઘુંઘટ ઉઘેડયોરે, દેખાડયું મંઝાર મુખ. ॥ ૮ ॥ વર થયો ઉભોરે, કન્યા કાળી કહલાડી; પીળા પીળા ડોળારે, આતો રાંડ બીલાડી. ॥ ૯ ॥ મામો મુખ બોલ્યોરે, વાત તું કરેછે કેવી; કન્યા તો રૂપાળીરે, તારી મા બીલાડી જેવી. ॥ ૧૦ ॥ ખેંચોટી બેસાડયોરે, કન્યા ધારે દેવા દુખ, ઘુંઘટ ઉઘેડયોરે, દેખાડયુંછે સ્વાન મુખ. ॥ ૧૧ ॥ વર થયો ઉભોરે, બાજઠથી પડયો ઉતરી; મામા નહી પરણુ રે, જુઓ કન્યા કુતરી. ॥ ૧૨ ॥ મામે કહ્યું બેશ હેઠેરે, મોઢેથી ગાળ ભણી; તારી માછે કુતરીરે, કહી કુંખમાં ચોંટી ખણી. ॥ ૧૩ ॥ તવ ઘુંઘટ ઢાંકયોરે, વરરાયને દેવા દુખ; ઘુંઘટ ઉઘેડયોરે, દેખાડયું ગર્ધવ મુખ. ॥૧૪॥ વર થયો ઉભોરે, મામા હુતો જૈશ મરી; મ્હારે નથી વરવુ રે, આતોછે ખરની ખરી. ॥ ૧૫ ॥ મામે હાથ ખેચ્યોરે, ખોટી વાત કરે કેવી; માર્યો એક ઠોંસોરે, તારી મા ગર્ધવ જેવી. ॥ ૧૬ ॥ વરને બેસાડયોરે, માયાવી તો દેછે દુખ; ઘુઘટ ઉઘેડયોરે, દેખાડયું રાક્ષસ મુખ. ॥ ૧૭ ॥ વરથયો ઉભોરે, મામા ભારે ભુંડું થશે; આતો રાંડ રાક્ષણીરે, મને તમને ખાઇ જાશે. ॥ ૧૮ ॥ ભાણુમતી આવીરે, દીકરાનુ દુખ જુએ; બેટા ઘડી કષ્ટ વેઠોરે, પાલવથી આંસુ લુએ. ॥ ૧૯ ॥ મને જે વીતેલું રે, મન માહારૂં જાણેછે; મામાજીયે જોયુ નથીરે, માટે પક્ષ તાણેછે. ॥ ૨૦ ॥ ત્યારે મામો બોલ્યોરે, ગોર ઉતાવળ કરો; કહોના કહો પણરે, છોકરો કૈ બીઘો ખરો. ॥ ૨૧ ॥

**વળણુ :** ॥ ગોર બેઉ વળતું બોલીયા, કહોશી કરીયે ભુલ; તેથી ઉતાવળ હોયતો, કરીયે સરાવ્યા તુલ્ય.

— ❧ —

## કડવું. ૪૨ મું ॥ રાગ સવૈયાનો. ॥

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણજન મેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, સુરેખા હરણ મહીમાય. ॥ ૧ ॥ ઓળો ગોળો ગોરે વાળ્યો, ઝટપટ પુરૂં કરવા; વર કન્યાને ઉભાં કીધાં, મંગળ ફેરા ફરવા. ॥ ૨ ॥ વરરાય રહેતો ઉભો રંગ્યાને, કન્યા ઉભી આંખ મીચી; વરના કરતાં દેખાય કન્યા, છે એક વેહેંતજ નીચી. ॥ ૩ ॥ પેહેલું મંગળ ફેરો ફેરવ્યાં, ફરી ઉભાં નારી નર; બાજોઠ બેઉ ઉભાં રહ્યાં તો, થયાં બરાબર. ॥ ૪ ॥ સકળ સભા વિસ્મય પામી, કજોડાપણું ગયું; ઉંચા નીચી જરા હતું તે, હવે બરાબર થયું. ॥ ૫ ॥ એવે બીજુ મંગળ ફરતાં, કરી માયાની કુચી; વરરાય નીચો પડી ગયો ને, કન્યા થૈ હાથ ઉંચી. ॥ ૬ ॥ એવે ત્રીજુ મંગળ વરત્યું, ફરી ઉભાં બેઉ સાથ; વરરાજા છેક નીચો પડીયો, કન્યા વધી બે હાથ. ॥ ૭ ॥ જોઇ સભાસદ વિસ્મય પામ્યા, કેમ પડી ગઇ ખોડ; આ વર કન્યા શોભે કેવાં, માહીકરાની જોડ. ॥ ૮ ॥ તે જોઇને બળદેવજીનું, દાજ્યું અંતસ કરણ; નોહ્ય નોહ્ય માહારી દીકરી આ, થયું કન્યાનું હરણ. ॥ ૯ ॥ આતો છે કોઇ કપટી કન્યા, પુરણ પ્રગટી રીસ; હળમુશળ લેવા ગયા ઘરમાં, છેદું એનું શીશ. ॥ ૧૦ ॥ સભામાંથી ઉઠીને નાઠા, ચેતીગયા ભગવાન; ગટોડગછને ગોવીંદજીયે, તરત બતાવી સાન ॥૧૧॥ સાન કરી સમજાવી દીધો, પોતે જાદવ રાય; હવે વીલમ કાંઇ ન કરતો, તું થઇજા વીદાય. ॥ ૧૨ ॥ તવ માયાવી ચાતુર ચેત્યો, વરરાજાને ઝાલ્યો, આવોરે ધણી લાડકવાયા, કહીને બગલમાં ઘાલ્યો. ॥ ૧૩ ॥ મન્ડપ ઉપાડી માંથે લીધો, હેડંબાને તન; વા વટોળ વીજળી કરીને, ચઢી ગયો ગગન. ॥ ૧૪ ॥ અંત્રીક્ષ જઇને ઉભો રહ્યો, બોલ્યો મુખ વચન; સાંભળજે સુત અંધ તણા તું, રાજા દુરીયોધન. ॥ ૧૫ ॥ રાંડીરાંડના શુકન લેઈ, દ્વારીકામાં પેઠો; અરજુન નંદન અભીમન્યું, સુરેખા પરણી બેઠો. ॥ ૧૬ ॥ ત્રણ દીવશ તમને વીતાડ્યું, તે તો મ્હારૂં કામ; હું ભીમશેનનો દીકરો, ગટોડગછ મુજ નામ. ॥ ૧૭ ॥ કન્યા લૈ નાશી નથી જાતું, છું ક્ષત્રી સંતાન; વઢવું હોયતો આવજો સરવે, બાગતણે મેદાન. ॥ ૧૮ ॥ તવ દુરીયોધને બુમ પાડી, શીદ ભાગે વર સુત્ર; આ ભીમશેનના દીકરા તું, આપ મ્હારો પુત્ર. ॥ ૧૯ ॥ એવું સાંભળી ગટોડગછે, વરને બગલથી લીધો; પરણજે તું તારી માને, કહીને નાંખી દીધો. ॥ ૨૦ ॥ શેવકોએ

અક્કર ક્રીલ્યો, કુંવર થરથર કાંપ્યો; દુરીયોધને ખોળામાં લેઇ, રૂદીયા સરસો ચાંપ્યો. ॥ ૨૧ ॥ ઓ બેટા શું શું દુખ પડીયું, બોલ્યો લખમણ એમ: વારે વારે મેં કહ્યું મામાને, તોહ્યે ન આવ્યો વેમ. ॥ ૨૨ ॥ ચાર પ્રકારે રૂપ બતાવ્યાં, મામાયે જુઠું જાણ્યું; રડી રડીને ઘણું કહ્યું પણ મનમાં કાંઇ ન આણ્યું. ॥ ૨૩ ॥ દુરીયોધન કહે ધીક્કાર મામા, વરસ પડ્યાં છુટી; રડી રડીને છોકરે કહ્યું, તોહ્યે માની વાત જુઠી. ॥ ૨૪ ॥ મામો કહે શું વાંકો વળીને, જોવું કન્યાનું વાન; શા સારૂ મને ઠબકો દેછે, મુઓ વર બળી જાન. ॥ ૨૫ ॥ એટલામાં બળદેવજી આવ્યા, હળમુશળ લેઇ હાથ; કયાં ગઇરે કારમી કન્યા, તવ બોલ્યો ભુનાથ. ॥ ૨૬ ॥ એ હળધારી ન્હોય એ કન્યા, ભીમ તણો એ તન; સુરેખાને પરણી બેઠો, નર સુત અભેમન. ॥ ૨૭ ॥ ગટોડગછ છે નામ એનું, કન્યાનું સ્વરૂપ કીધું; હાથી ઘોડા ઘરેણું આપી, અમ ધન લુંટી લીધું. ॥ ૨૮ ॥ એવું સાંભળી બળદેવ બોલ્યા, સાંભળો કૃષ્ણ વીર; જ્યારે ને ત્યારે પાન્ડવ નડે, ઓરે શામ શરીર. ॥ ૨૯ ॥ પાન્ડવને તેં પેધા પાડ્યા, ભગની લેવા દેને; ભગની તેડવા ભીમ આવ્યો, તે ગયો ખુબ ખેંને. ॥ ૩૦ ॥ વળી પાછો શેદેવ આવ્યો, બાહાજી ગયો બહુ થૈને; વળી અભેમાન યુધ્ધે આવ્યો, દાંનવ સરણે લૈને. ॥ ૩૧ ॥ આજતો આવ્યો પુત્ર ભીમનો, કર્યું કન્યાનું હરણ; હવે તેનું કેમ કરવું, ઓરે અસરણા સરણ. ॥ ૩૨ ॥ પ્રભુ કહે કે કેમ કરવું તું, જેવી તમારી મરજી; તવ બળ કહે લુધડાં પેહેરો, યુધ્ધે ચડવું હરજી ॥ ૩૩ ॥ કૃષ્ણ પ્રભુ કહે લ્યો પેહેરી આવું, કહીને ઘરમાં ગયા; એવામાં દુરીયોધન બોલ્યો, જાદવતો ત્યાર થયા. ॥ ૩૪ ॥ ઓ ભીસ્મ દાદા ઓ દ્રોણ ગુરૂ, જુઓ વાળ્યો આડો આંક; કન્યા લીધી લક્ષમણાની, આજ જુવો કોનો વાંક. ॥ ૩૫ ॥ દ્રોણ ગુરૂ કહે વાંક એમનો, કરવું હોય તે કરો; છત્રપતીયે આગના દીધી, આયુધ સરવે ધરો. ॥ ૩૬ ॥ ગોર કૃપાચાર અશ્વસ્થામા, દ્રોણને ભીશ્મ પીતાય; વીચાર કરવા લાગ્યા બેશી, એકાન્ત સભામાંય. ॥ ૩૭ ॥ દ્રોણ કહે કેમ કરશું દાદા, છોકરાં આડો આંક; ભીસ્મ પીતા કહે ન્યાય કરો તો, નહી છોકરાંનો વાંક. ॥ ૩૮ ॥ પ્રથમ કન્યા એ છોકરાંની, બળદેવે ગાંડાઇ કીધી; પણ દુરીયોધને કુટુંબીની, કહો કેમ કન્યા લીધી. ॥ ૩૯ ॥ આસ્તીયો તો આંધળો હોયે, બળદેવજીતો તેવા; પણ કૈરવોએ કન્યાને, કુબુદ્ધ કરનાર કેવા. ॥ ૪૦ ॥ અભીમન્યુયે અભીમન્યુની, તારૂણી લીધી તાણી; શું તે લેવા દે બીજાને, પોતાનું ખુએ પાણી ॥ ૪૧ ॥ બે

છોકરે બ્યાજબી કર્યું છે, તવ કહ્યું કીરપાચાર; લોક કહેશે પરણાવ્યા વીના, રહ્યા ગંગા કુંવાર. ॥ ૪૨ ॥ જગતની રીતી પરમાણે, જાનૈયાને લાજ; કેહેણી થાશે આપણે માંથે, વીચારો ભીશમ માહારાજ. ॥ ૪૩ ॥ ભીશમ પીતા કહે તમે વીચારો, ઓરે ગોર ગુરૂ આજ; આપણું રહેને પરનું પરણે, તો જાય જગતમાં લાજ. ॥ ૪૪ ॥ અભીમન્યુ પણ આપણું છોરૂં, તેથી રાજી થૈયે; ઠાલા પાછા વળતા નથી, પરણાવીને જૈયે. ॥ ૪૫ ॥ આવી છે કન્યા ઘરમાંને ઘરમાં, નથી ગઇ પરઘેર; દ્રોણ કહે તે બ્યાજબી કેહોછો, હવે શી કરવી પેર. ॥ ૪૬ ॥ કૌરવ જાદવ ભેગા થઇને, બે છોકરાંને નડશે; આપણને યુધમાં સંગ લેશે, ત્યાં તો વઢવું પડશે. ॥ ૪૭ ॥ તે માટે આપણે કેમ કરવું, ઓરે ભીસ્મ પીતાય; આપણ છતાં છોકરાંને મારે, અણઘટતું દેખાય. ॥ ૪૮ ॥ ભીસ્મપીતા કહે આપણે સોની, સાથે યુદ્ધમાં જાવું; સામા મોરચા બાંધ્યા પછી, આપણે અળગા થાવું. ॥ ૪૯ ॥ આપણ ચારે સત્ય પુરૂશોએ, યુધથી કોરાણે રેહેવા; બળદેવ કૃષ્ણને બોલાવીને, પાસે બોલાવી લેવા. ॥ ૫૦ ॥ કેહેવું કે નાહાના છોકરાં સાથે, આપણું એ નહી કામ; જાદવ કૌરવ નથી ઓછા, કરવા દો સંગરામ. ॥ ૫૧ ॥ એમ સમજાવી આપણી પાસે, રાખવા કબજે કરી; છોકરાં નથી હારે એવાં, વઢવાના સુર ભરી. ॥૫૨॥ તે કરતાં બળદેવને કૃષ્ણ, ઉપડશે જે વારે; છોકરાંની પક્ષ આપણે કરવી; સાંમા થવું તે વારે. ॥ ૫૩ ॥ એમ ચારે જણે સંતલસ કીધી, એવામાં દુરીયોધન; પોતાના યોધાને આગના કીધી. ત્યાર થાવો સહુજન. ॥ ૫૪ ॥ એમ કરવા માંડી તૈયારી, જાદવ કૌરવ લોક; ગટોતગચ્છ મન્ડપ લેઇને, ગયો બાગ અશોક. ॥ ૫૫ ॥ ભોંયરા બારણે મન્ડપ મુક્યો, પરણાવવાને સાર;ભાઇ ભોજાઇને આદિકાર દેઈ, બોલાવ્યાં ભોંયરા બ્હાર. ॥ ૫૬ ॥ એક શહસ્ત્ર દહીત બનાવ્યા, વીવેક વાત વીચારી; તેમાંથી પાંચસે નર કીધા, પાંચસે કીધી નારી.॥૫૬॥ સભા કરીને પુરૂશ બેઠા, ગાય છે ગીતાં નારી; એવે નારદને બોલાવ્યા, ઘર વીશે ગીરધારી. ॥ ૫૮ ॥ ચુડો પાનેતર કંકુપડો, મીંઢળ નાડાછડી; જે જોઇએ તે સામગ્રી આપી, નારદને તે વડી. ॥ ૫૯ ॥ પછી પ્રભુએ આગના આપી, અશોક બાગમાં જાવો; મંગળે મંગળે દાન દેવુંછું, વરકન્યા પરણાવો. ॥ ૫૯ ॥ તવ નારદજી બાગમાં ગયા, કન્યાયે કીધો સોર; નારદજીને નજરે દેખી, આવ્યું પગમાં જોર. ॥ ૬૧ ॥ ઓરે માહારા નારદ કાકા, જઇને કહો આ કરણી; માહારા તાતને એટલું કહેજો, જાય જુનો વર પરણી. ॥ ૬૨ ॥ એટલે માયાવી

રાક્ષસ બોલ્યા, હવે કોળીયા કરીયે; સુરેખા કહે હવે ન બોલું, આવો અભેમાન વરીયે. ॥ ૬૩ ॥ નારદ કહે આ વર સારો, બેશ પરણાવી દેવું; બેઠા નારદ પરણાવવાને, કારજ કૃષ્ણનું કેવું. ॥ ૬૪ ॥ વળણઃ ॥ કારજ સઘળું કૃષ્ણનું, દે છે કન્યાદાન; વ્યાસ વલ્લભ વાણી વદે, છે સાહાય શ્રી ભગવાન.

—⁂—

## કડવું ૪૩ મું. ॥ રાગ રેહેણીનો. ॥

ત્યાં તો સમે વરતે સાવધાન, શોભા ઘણેરીરે; ત્યાં તો દાન દે છે ભગવાન. શોભા ઘણેરીરે. ॥ ॥ એવે રાક્ષણીયો ગીત ગાય. શો. ત્યાં તો હસ્ત મેળાપક થાય. શો. ॥૨॥ ચોરી પેહેલું મંગળ વરતાય. શો. તેમાં ગાયોનાં દાન અપાય. શો. ॥૩॥ પછી બીજું મંગળ વરતાય. શો. તેમાં દાશીનાં દાન અપાય. શોભા. ॥૪॥ ચોરી ત્રીજુ મંગળ વરતાય. શો. તેમાં ભોમીનાં દાન દેવાય. શો. ॥૫॥ ચોરી ચોથુ મંગળ વરતાય. શો. તેમાં ભંડાર સહીત અપાય. શો. ॥ ૬ ॥ પછી રૂપૈયા વિંટીયો રમાય. શો. લાગ્યાં વર કન્યા ગોત્રજને પાય. શો. ॥ ૭ ॥ વળણઃ ॥ વર કન્યાપરણી રહ્યાં, પ્રભુએ દીધું દાન; કહે વલ્લભ પછી કૃષ્ણજી, જુધ્ધે થયા સાવધાન.

—⁂—

## કડવું ૪૪ મું. ॥ રાગ સાખીનો. ॥

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણુ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, સુરેખા હરણ મહીમાય. ॥ ૧ ॥ કૃષ્ણ પ્રભુ તૈયાર થઇને, હાથ લીધાં અથીઆર; ક્રોધ સ્વરૂપ ધારણ કરીને, નીકળીયા ઘર બ્હાર. ॥ ૨ ॥ એક લક્ષ સાઠ શસ્ર એકાશી, કુંવર કેરી જોડ; હળધારી હળ લૈને આવ્યા, જાદવ છપન ક્રોડ. ॥ ૩ ॥ દુરીયોધને અગીઆર ક્ષોણી, શેન્યા કીધી ત્યાર; છ કારભારી ને સો ભાઇ, હાથ ગ્રહ્યાં અથીઆર. ॥ ૪ ॥ દીધા ડંકા ઉપડયા બંકા, સત્યવાદી નર ચાર; તે પણ આયુધ લૈને ચાલ્યા, સૈ સાથે તે વાર. ॥ ૫ ॥ વર કન્યા પણે પરણી રહ્યાં, નારદ બોલ્યા વાણ; લાવો કુંવર હવે અમને, આપો દક્ષણા દાન. ॥ ૬ ॥ ઘટોડગછ કહે ભોંય વીશે, નગદ નાણું ભરીયું; નારીનાં વસ્ર ને સણગાર શું-ક્યા; તમને અરપણ કરીશું. ॥ ૭ ॥ નારદજીએ આશીશ દીધી, થયા

અંતરધ્યાન; પછી ઉતર્યા ભોંયરા વીશે, પાન્ડવના સંતાન. ॥ ૮ ॥ કન્યાને જઇને બેસાડી, રાક્ષસ ચોકીમાં ચાર; ગટોડગછ કહે મમ વીરા, નીકળો યુધ્ધે બ્હાર. ॥ ૯ ॥ સુરેખા કહે એકલી હું, રહુ કેવે પરકાર; એટલે બનાવી માયાવીયે, નાહાની છોકરીયો ચાર. ॥ ૧૦ ॥ સુરેખાના જેવડી તેતો, જોઇ સુરેખાને ગમે; પાંચે જણીયો ભેગી થઇને, વીવીધ રમત રમે. ॥ ૧૧ ॥ પછી બે ભાઇ બ્હાર નીકળીયા, કેવો કર્યો વિવેક; માયાવી સત્તર દલીત તાંણ્યા ત્યાં, રથ્થ બનાવ્યો એક. ॥ ૧૨ ॥ તેમાં અભેમન્યુ બીરાજ્યો, સંગ્રામમાં જીવ પેઠો; ઘોડાના હછોડા ઝાલી, માયાવી હાકવા બેઠો. ॥ ૧૩ ॥ ખરખર ખરખર રથને હાંકયો, ચાલી આવ્યા મેદાન; હીમ્મત રાખી રણમાં ઉભા, યુધ્ધ કરવા બળવાન. ॥ ૧૪ ॥ એટલે જાદવ કૌરવ આવ્યા, યુદ્ધ તણા મનસુબા; મેદાન વીશે જુદે જુદે, જથે જઇને ઉભા. ॥ ૧૫ ॥ ભીસ્મ કૃપાચાર અશ્વસ્થામા, દ્રૌણગુરૂ બળવાન; તે ચાર જંને અળગા ઉભા, માહા મોહોટું મેદાન. ॥ ૧૬ ॥ એટલે બોલ્યા અંતર યામી, ભીસ્મપીતાશું એમ; ચારે સત્ય પુરૂશો સંપ કરી, અળગા ઉભા કેમ. ॥ ૧૭ ॥ ભીસ્મપીતા કહે બાળક સાથે, આપણે વઢવું ન ઘટે; જો કદી છોકરાં જીતશે તો, ત્યાર છીયે છેવટે. ॥ ૧૮ ॥ જાદવ કૌરવ શેન્યા સાથે, શું બેને નહી જીતે; ચરચા જોવા રહ્યા ઉભા, મોહોટા મોટાની રીતે. ॥ ૧૯ ॥ તમારે પણ ચરચા જોવા, અળગા રેહેવું જોઇએ; છેવટ સરવે સાંમા થૈશું, વાંક કાઢે નહી કોઇએ. ॥ ૨૦ ॥ તવ કૃષ્ણે કહ્યું બળદેવ બંધુ, સમજણની એ વાત; ચાલો એમની સાથે જઇને, ઉભા રહીએ ભ્રાત. ॥ ૨૧ ॥ એમ વીચારી બંન્ને બંધુ, સતીયા પાસે ગયા; ભીસ્મપીતાના રથની સાથે, રથ રાખીને રહ્યા. ॥ ૨૨ ॥ ભીસ્મની જોડ રથ પ્રભુનો, પ્રભુ જોડે બળદેવ; ભીસ્મપીતાયે સાન કીધી, રથ ભીડાવો એવ. ॥ ૨૩ ॥ એટલે ગુરૂ રથ હકારી, બળદેવ પાસે આવ્યા; તેમની જોડે ગોર કૃપાચાર, રથ્થ પોતાનો લાવ્યા. ॥ ૨૪ ॥ ભીસ્મની જોડે અશ્વસ્થામા, રથ રાખીને રહ્યા; ચારે જણની વચમાં બંને, બંધુ કબજે થયા. ॥ ૨૫ ॥ ભીસ્મે દ્રોણને સાન કીધી, આપણે કાંઈ ન વડવું; છોકરાં ઉપર આ ઉપડે તો, એપર આપણે પડવું. ॥ ૨૬ ॥ વચમાં ઘાલી નાંખવા કચરી, શું કરે બળ ગોપાળ; આપણાં બેઉ છોકરાંનો, ન થાય વાંકો વાળ. ॥ ૨૭ ॥ એવી સંતલસ એમણે કીધી, પ્રભુના મનમાં કાંઈ; લડવઇઆ બે તરફે ઉભા, મેદાન ભોમી માંઈ. ॥ ૨૮ ॥ અળગા ઉભા છે છોકરા બેઉ, બોલ્યો અભેમાન એમ; જુજવા બે જથે

ઉભા, કહો કરીશું કેમ. ॥ ૨૯ ॥ ગટોડગછ કહે વીરા મ્હારા, શા સારૂ ગભરાવો. તમોને ન ફાવે તે દો મુને, ફાવે ત્યાં તમે જાવો. ॥ ૩૦ ॥ લઢી વઢીને પક્ષ તમારી, કરીશ મ્હારા વીર; જરાયે ગભરાશો નહી, રાખજો રૂદે ધીર. ॥ ૩૧ ॥ એટલે બોલ્યો અભીમન્યું, રથ લેઈ તતપર થાવું; તમે જાવો જાદવ વીરે, હું કૌરવમાં જાવું. ॥ ૩૨ ॥ ઘટોડગછ તવ ઉતર્યો હેઠો, રથમાંથી તે વાર; અભેમન્યુ કહે વારતા સુણો, સુરાના સરદાર. ॥ ૩૩ ॥ રથ તમારો માયાવી છે, વાગે કોઈની ચોપ; તો નિરાધાર થઇને હું બેસુ, થઈ જવાનો લોપ. ॥ ૩૪ ॥ ગટોડગછ કહે હું જાણુછું, તે કેમ ભુલી જૈશ; લઢીશ વઢીશ પણ તમારી, ખબર લેતો રહીશ. ॥ ૩૫ ॥ એમ કહીને પોતે ચાલ્યો, જાદવ સામો થાય; અભીમન્યુ રથ હકારી, કૌરવ દળમાં જાય. ॥ ૩૬ ॥ જૈને ઉભો દુષ્ટો સામો, અરજુનજીનો તન; માયાવી ગયો જાદવમાં ત્યાં, મોખરે પ્રદુમન. ॥ ૩૬ ॥ પુત્ર પ્રભુનો સહુથી મોહોટો, બોલ્યો મુખ વચન; શું આવ્યો તું અમારા સામો, ઓ રાક્ષણીના તન. ॥ ૩૭ ॥ ક્ષત્રીનું કુળ છો કેવારે, સોધી જો તારા પરીયા; નાત બાહાર રહ્યા સંતનું રાજા, માંછીની પુત્રી વરીયા. ॥ ૩૮ ॥ તારા બાપનો કાકો લાવ્યો, વરેલી નંદીની નારી; કુન્તલપુરના રાજાયે દીધી, ફકત ફોઈ અમારી. ॥ ૩૯ ॥ કુન્તા કુંવર પાંચે કુંવારા, સમજી સામો થાને, તાણીતોશી તુજ તાત વર્યો, રાક્ષણી હેડંબાને. ॥૪૦॥ મુજ સામો તું સોભતો નથી, ઓ રાક્ષણીના પુત્ર; પાન્ડવ વર્યા એક નારીને, ત્યારે થયું ઘરસુત્ર. ॥ ૪૧ ॥ અમારી કન્યાનું હરણ કીધું, મરણ આવ્યું તાહારૂં; માયાવી કહે પુત્ર પ્રભુના, સાંભળ બોલવું મ્હારૂં. ॥ ૪૨ ॥ તારા દાદા વસુદેવજીને, કંસે કન્યા દીધી; કુળવંતને કેમ છુટા ન મુકયા, કાળા ગ્રહે કેદ કીધી. ॥ ૪૩ ॥ પુછી જો તુજ તાતને એ, કાળા ગ્રેમાં અવતરીયા; ગાયો ચારી છાસડી પીને, ગોકુળમાં ઉછરીયા. ॥ ૪૪ ॥ તારા બાપને કોણે દીધી, કન્યા સનમુખ હાથ; અંબાવના ડેહેરામાંથી લાવ્યા, રૂક્ષમણી તુજ માત. ॥ ૪૫ ॥ નરકાસુરને મારી નારી લાવ્યા સોળ હજાર; જાંબુવંતી રીંછડી લાવ્યા, સરમ ન આવી લગાર. ॥ ૪૬ ॥ કુળ તારૂં તું રાખ્ય છાનું, પાનુ બધું મુજ હાથ; હજી બીજું સાંભળવું હોય તો, ઘણી લાંબી છે વાત. ॥ ૪૭ ॥ એવાં વચન સાંભળીને, બોલ્યો પ્રદુમાન; રાતો તાતો ક્રોધે ભરાયો, શામ તણો સંતાન. ॥ ૪૮ ॥ વળણુ: ॥ ક્રોધે ભરાયો અતી ઘણો, કૃષ્ણ પ્રભુનો તન; કહે વલ્લભ વળા બોલીયો, વઢવાનાં વચન.

— ❦ —

## કડવું. ૪૫ મું. પ્રદુમાન કહે છે. મનહરછંદ.

ભીમ સુત કીયો તુત, મદમેં તું ભયો ભુત; અબ હાથ આય ગયો, ઠામ મૈં બેઠારેગો. ॥ નગ્રમેં તોફાન કીયો, પ્રપંચ લગાય ગીયો; બલીયે-સું બાથ દીની, અબ તું બીચારે ગો. ॥ જબ જૈસે જાદવો હે, કાલ જૈ-સે કૌરવો હે; સબ હીલ મીલ તેરા પ્રાનકું નીકારેગો. ॥ દેખ મેરે બાન સાન, ભાન તો ભુલાય દઉં; દોનું કું પકર કર, કરસેં સંહારેગો. ॥— ॥ ગટોદગછ કહે છે. ॥ પાઉંપર પાઉંપર, પ્રભુકે નંદન તુહી; ભગ જા નહીતો મેરા, દંત લલકારેગો. ॥ માયાવી મચેગા જબ, જાન નીકારેગા તબ; કબ નાહી લરૂ એસો, તોબા તું પોકારેગો. ॥ આપો આપ બલ કરૂં, તબ મેં પીછો ન પરૂં; પકરપકર કર, બ્હોત માર મારેગો. ॥ કી-સનકે સુત સબ, દાવમેં આયેહો અબ; કેશ ગ્રહી ગ્રહી લેકે, દરીયેમેં ડા-રેગો. ॥—રાગ ચોપાઇ. ॥ બોલ્યા વૈશમ પાયે વચન, સુણ પરીક્ષત રાયના તન; એવું બોલ્યો ગટોદગછ જયારે, કોપે ચઢીયો પ્રદુમાન ત્યા-રે. ॥ ૧ ॥ એવે કૌરવમાં શું થાય, મુખ્ય લઢવૈયો કરણ રાય; સાથે રા-ખેલા બે સંતાન, સામો આવ્યો ત્યાં અભેમાન. ॥ ૨ ॥ તેવો ગાજીને બોલ્યો કરણ, આવ્યું છોકરા તારૂ મરણ; તવ બોલ્યો અભેમાન રાય, જીવવું હોય તો પડ પાય. ॥ ૩ ॥ એવે કરણ તણા બે તન, બોલ્યા પી-તા પ્રત્યે વચન; તાતજી નવ બોલશો કાંઇ, અમે લઢવાના બે ભાઇ. ॥ ૪ ॥ જાવો જઇ બેસો કોરાણે, એને મારવાના આ ટાણે; જાણ્યું કરણે વઢવા દેવું, જોવું દીકરા કરે છે કેવું. ॥ ૫ ॥ એવું સમજીને એ ખશી-યો, બેઠો અળગો જોવા જુધ્ધ રશીયો; એના વર્શ કેતુ ચંદ્ર કેતુ, તેને થ-યો વઢવાનો હેતુ. ॥ ૬ ॥ અભેમાન સામા બેઉ ઉભા, કીધા યુદ્ધ તણા મનસુબા; બોલ્યો વરશ કેતુ વચન, જોતું ઝપાટો નરના તન. ॥ ૭ ॥ વળણ: ॥ જોજે ઝપાટો અમ તણો, કેહે છે કરણ કુંવાર; વદે વલ્લભ બેઉ બોલતા, મનમાં ધરી અહંકાર. ॥

—⁂—

## કડવું ૪૬ મું. ॥ રાગ

તડો વડ બે જણારે, બરોબર બે જણારે. ॥ ટેક. ॥ વરશકેતું બો-લીયો, કન્યા દે પડ પાય; અભેમાન કહે વર રાયને, વરે ભાણુમતી એ-

ની માય. તડો૦ ॥ ૧ ॥ વરશકેતુ બોલીયો, હમણાં વધ્યું ઘર શુત્ર; બોલ્ય વીચારી બાળકા, તું તો મંત્રના પુત્રનો પુત્ર. તડો૦ ॥ ૨ ॥ અભીમન્યું વળતું વદ્યો, સાંભળ મુજ વચન; મુજ સામો શોભતો નથી, તું તો દાશીના તનનો તન તડો૦ ॥ ૩ ॥ વરશકેતું બોલીયો, કપટ અમે જો કીધું; તારા બાપને બાજી રમાડી, કેવું રાજપાઠ ધુતી લીધું. તડો૦ ॥ ૪ ॥ અભેમાન કહે કપટી તણું, ખરાબ થાશે ખાણું; માહારા ભાઇએ હાથી આપી, કેવું નગદ લીધું નાણું. તડો૦ ॥ ૫ ॥ વરશકેતુ બોલીયો, જો અમે સમશેર કાહાડ્યા; ધ્રુપતી નગ્ન નચાડવા, કેવા ભરી સભામાં લાવ્યા. તડો૦ ॥ ૬ ॥ અભેમાન કહે મુજ બંધુએ, સણગાર દે રચના રચાવી; તારી કાકીયોને તારી માને, આખી રાતજ નગ્ન નચાવી. તડો૦ ॥ ૭ ॥ વરશકેતુ વળતું વદ્યો, સુણ અરજુનના તન; દુખ દેવા તુજ તાતને, કેવા કાહાડ્યા છે અઘોર વન. તડો૦ ॥ ૮ ॥ અભેમાન કહે બદલો વાળવા, ગટોડગછે દાવ ધાર્યો; શાક ભાજી ખવરાવીને, કેવા ઓકાવી અવ્રાવી માર્યા. તડો૦ ॥ ૯ ॥ કરણ કેડેથી બોલીયો, આતો જીભ જુધ થાય; મેહેણું મારે તુજથી સવાયું, મ્હારૂં પેટ પાસુ બળી જાય. તડો૦ ॥ ૧૦ ॥ વળણઃ ॥ માટે મ્હારા દીકરા, ટુંકી કરો જીભ્યાય; કહે વલ્લભ ઉશકેરીયા, વઢવાને એ રાય. ॥



## કડવું ૪૭ મું. ॥ રાગ સાખીનો. ॥

વૈશમ પાયે એણી પેર બોલ્યા, "સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, યુદ્ધ તણો મહીમાય. ॥ ૧ ॥ કરણરાયે કુંવરોને, ઉશ્કેર્યા તે વાર; એટલે વર્શકેતુ ચંદ્રકેતુ, બન્ને ગ્રહ્યાં હથીઆર. ॥ ૨ ॥ અભીમન્યુયે ટંકાર કીધો, હીમ્મત રાખી અપાર; એટલે સઘળા કૈરવલોકે, ઉપાડ્યાં હથીઆર. ॥ ૩ ॥ જાદવ જુથમાં પ્રદુમાને, ઉંચો કીધો હાથ; એટલે આયુધ લૈને કોપ્યો, જાદવનો સહુ સાથ. ॥ ૪ ॥ રોશે રૂઠ્યા, અગની ઉઠ્યા, મનમાં અપરમપાર; ગુપતી ગેડી ગદાયો લેઈ, દેવા માંડ્યો માર. ॥ ૫ ॥ માયાવી એકલો જાદવ ઝાઝા, કરતા સોર બકોર; કીડી ઉપર કટક ચઢે, તેવું કીધું જોર. ॥ ૬ ॥ તોફાન દેખી માયાવીને, પુરણ પ્રગટી રીસ; કેશ છોડીને પાશાણ વીશે, એણે પછાડ્યું શીશ. ॥ ૭ ॥ મુસ્તકમાંથી જુજુ જેવા, જીવ ખર્યા હજાર; પવનને મથવી અડીકે, દ-

દીલ થયા તે વાર. ॥ ૮ ॥ તાડપૂર ઉંચા નાકે બુચા, ગજ ગજ લાંબા દંત; જાદવ ઉપર જોર જણાવ્યું, લેવા માંડયો અંત. ॥ ૯ ॥ મારો મારો મુખે ભાખે, નાંખે કારમી ચીસ; કૌરવમાં યુધ શરૂ થયું, સૌને વ્યાપી રીસ. ॥ ૧૦ ॥ વર્ષકેતુએ બાણ માર્યું, અભેમન્યુને અંગ; અરજુન સુતે સામું મારી, તે બાણુ કીધું ભંગ. ॥ ૧૧ ॥ ચંદ્રકેતુએ મંત્ર ભણીને, માર્યા અગણીત બાણ; અભીમન્યુએ સામાં મારી, સર્વ કર્યા ભંગાણ. ॥ ૧૨ ॥ પછી પોતે બાણ લેઇને, નાગપાસ મંત્રો સાધ્યા; કરણના બે દીકરાને, અવળે હાથે બાંધ્યા. ॥ ૧૩ ॥ તે દેખીને કરણ ઉઠયો, આવી ઉભો તે ઠામ; પોતાના પુત્રોને કહ્યું, બોલ્યું બાપનું નામ. ॥ ૧૪ ॥ એમ કહીને હાથ છોડયા, મેઘનાદે ગડગડીયો; આયુધ લીધાં હાથમાંને, યુદ્ધે તુટી પડીયો. ॥ ૧૫ ॥ અગણીત મંત્રથી બાણ છોડે, સુર્ય તણો કુંવાર; બાણ એનું એક જતા જતામાં, થાય છે સાડ હજાર. ॥ ૧૬ ॥ મારે અભીમન્યુ અગણીતું, વાયુ વેગે જાય; બાણ એનું એક જતા જતામાં, ચાળીસ હજાર થાય. ॥ ૧૭ ॥ કરણ આગળ કેટલું ગજુ, ઘણો પડે છે માર; વળી આશપાશના યોદ્ધાના, આવે ઘણાં હથીઆર. ॥ ૧૮ ॥ તો પણ યુદ્ધ ટકાવી રહ્યા છે, અરજુનજીનો તન; જાદવમાં બહુ જોર કરે છે, બળીયો પ્રદુમન. ॥ ૧૯ ॥ શીવ તણું એક બાણ લીધું, માર્યું કરીને કોપ; ગટોડગછના દહીત માયાવી, તેને કીધા લોપ. ॥ ૨૦ ॥ તે દેખી માયાવી કોપ્યો, જણવી ઝાઝી રીસ; પાશાણ વીસે પોતે પછાડ્યું, ચાળીસ વેળા શીશ. ॥ ૨૧ ॥ ચાળીસ હજાર રાક્ષસ થયા, લાંબા ત્રણ ત્રણ તાડ; બળવંતા ને બીહામણા બહુ, લાંબાં પોહોળાં હાડ. ॥ ૨૧ ॥ પછી પાછું શીશ પછાડ્યું, ફરીથી ચાળીસવાર; સાત તાડ વા ઉંચી બનાવી, રાક્ષણી ચાળી હજાર. ॥ ૨૩ ॥ ગર્ધવમુખી ને ભુંડમુખી, સ્વાનમુખી કીરમુખી; વાયસમુખી હરણમુખી, કોસુંવાળી કોહ્લુખી.॥૨૪॥ કેૈ પીતવરણી કૈં રક્તવરણી, કૈં શામ વરણી કાળી; સાત સાત ગજના દંત લાંબા, કૈંક દુંકા કેશવાળી.॥૨૫॥ કૈં રાક્ષણીએ ચણીયો પેહેર્યા, કૈયે ઢાંકયા કેશ; કૈંયે કછ કૈંયે લંગોટી, કૈં છે નગન વેશ. ॥ ૨૬ ॥ અકકેક તાડવા સ્થાન લાંબા, કારમી લડાઈ ધારે; બે ભુજમાં બે સ્થાન ગ્રહીને, જાદવ લોકને મારે. ॥ ૨૭ ॥ દસ દસ જોદ્ધા દબાય તળે, પામે છે બહુ ત્રાસ; રાક્ષણીનો ભય ભારે ભાસે, કરતા નાસાનાસ. ॥ ૨૮ ॥ કૈં રાક્ષણી પડે ગેળામાં, કૈં જાદવને ઝાલે; મરડી મસળી મોઢામાં ને, નસ્કોરામાં ઘાલે. ॥ ૨૯ ॥ એ રીતે રાક્ષણીયો લડતી, જબરૂ દૈવત દાખે; રાક્ષસ લોકો

ખોળા ને ખોભા, ભરીને રેણુ નાંખે. ॥ ૩૦ ॥ જાદવ ઉભા આંખો ચોળે, રોળે રાક્ષણી દોડી; ધુળથકી અંધકાર કીધો, એવી જુક્તી જોડી. ॥ ૩૧ ॥ હેડંબાનો દીકરો તે, ચડીયો છે ગગન; યુધ કરાવે ઉપર રહીને, ભીમશેન કેરો તન. ॥ ૩૨ ॥ વનમાં જઇ ઝાડ તાડ લાવે, દારૂણ દૈવત દાખે; મ્હોટા મ્હોટા પાહાડ ને પરવત, અંત્રીક્ષ રહીને નાંખે. ॥ ૩૩ ॥ એ રીને ત્યાં યુધ ચાલે, કૌરવમાં શું થાય; અભીમન્યું ઉપર કોપ્યો, પોતે કરણ રાય. ॥ ૩૪ ॥ લડતાં વઢતાં, કરણ રાયે, કીધો કારમો કોપ, શીવ મત્રે બાણ મારી કીધો, કુંવરનો રથ લોપ. ॥ ૩૫ ॥ પગપાળ થયો અભેમન્યું, વાગે ઘણાં અથીઆર; સરીરને ઓથો નવ રહ્યો, ઘણોક પડીયો માર. ॥ ૩૬ ॥ વસ્ત્રો ફાટયાં આભુશણ તુટયાં, ભોંકાઇ ગયાં તીર; રૂંવે રૂંવે ભાલોડાં ભેદયાં, વહ્યુ ઘણું રૂધીર. ॥ ૩૭ ॥ ચારણી જેવું શરીર થયું. તરી ગયાં લોચન; સંભારવા લાગ્યો ગટોડગછને, કયાં ગયા બંધવ જન. ॥ ૩૮ ॥ ભીડ વેળાના ભાઈ મ્હારા, વિશ્વાસ દેઇને વહ્યા, અરેરે રણમાં રઝળાવ્યો, હેવાલ ભુંડા થયા. ॥ ૩૯ ॥ એ રીતે ટળવળવા લાગ્યો, ઘણીક પામ્યો કષ્ટી; એવે સમે ગટોડગછની, ગગનથી ગઇ દ્રષ્ટી. ॥ ૪૦ ॥ બહુ દુખીયો બંધુને દીઠો, ક્રોધ હળાહળ ચડીયો, જેદ્રથ બનેવી દુરીયોધનનો, તેના રથમાં પડીયો. ॥ ૪૧ ॥ જેદ્રથને હડસેલો માર્યો, માયાવી મ્હા બળ કાવ્યો; ઘોડાના અછોડા ઝાલી, રથજ હાંકી લાવ્યો. ॥ ૪૨ ॥ અભીમન્યુને ઉચકીને, બેસાડયો રથમાંય; ગટોડગછ કહે કેમ વીરા, શું તારી ઇચ્છાય. ॥ ૪૩ ॥ કુંવર કહે વીરા મ્હારા, હવે નહી ચીંતાય; તમે તમારૂ પુરૂ કરીને, પક્ષે આવો હાંય. ॥ ૪૪ ॥ માયાવી કહે વારૂ વીરા, કહી આકાશે ચડીયો; પ્રદુમાનના રથની નીચે, આવી અચાનક પડીયો. ॥ ૪૫ ॥ ઉપાડી રથ માંથે લીધો, ચઢી ગયો ગગન; અંત્રીક્ષ જૈ ગાજીને બોલ્યો, વરકોદરનો તન. ॥ ૪૬ ॥ જોરે પ્રભુના દીકરા હું, જીવજ તારો લેવું; રતનાગર સાગરમાં તુને, રથ સૈત નાંખી દેવું. ॥ ૪૭ ॥ તવ પ્રદુમાન ચેતી ગયો, મારવા ભાલો લીધો; રથ ઉપાડી ગટોડગછે, ગામમાં ફેંકી દીધો. ॥ ૪૮ ॥ પછી પડયો જાદવ વીરો, કરતો સોરબકોર; મોખરાનો લડવાઇઓ ગયો, ભાંગ્યું સહુનું જોર. ॥ ૪૯ ॥ એટલે રાક્ષસને રાક્ષણીયો, કોપી કર્યા ક્રોધ માઠા; જાદવ કેરા જબરા જોધા, પણ જીવ લેઇને નાઠા. ॥ ૫૦ ॥ ભગરાણ પડીયું, માયાવી નડીયું, નસાડયા સહુ જન; પછી રાક્ષસ રાક્ષણીયોની, મત્યે વદયો વચન. ॥ ૫૧ ॥ વળણ: ॥ યોદ્ધા પ્રત્યે બોલીયો, રાતાં રાખો ચક્ષ; વદે વક્ષભ આમના કરી, કરીયે ભાઇની પક્ષ.

—❧—

## કડવું ૪૮ મું. ॥ રાગ સવૈયાનો. ॥

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, યુદ્ધ તણો મહીમાય. ॥ ૧ ॥ ગટોડગછે આગના આપી, ભાઇની વાહાર ચડો; કૌરવ કેરી શેન્યા વીશે, નેત્ર મીચીને પડો. ॥ ૨ ॥ એમ કહી દહીતો લલકારી, પોતે ચઢ્યો ગગન; રાક્ષસ રાક્ષણીયોનું ટોળું, આવ્યું હસ્તે વદન. ॥ ૩ ॥ કૌરવે જાણ્યું કેહેર થવાનો, થૈ રહ્યો સોરબકોર; તે દેખી અભીમાન્યુના, પગમાં આવ્યું જોર. ॥ ૪ ॥ હેડંબાનો સુત માયાવી, જોયું ગગનથી ધરણ; જાણ્યું કે બહુ જોર કરે છે, કપરો રાજા કરણ. ॥ ૫ ॥ એવું ધારી ઝડપ મારી, કર્ણની નીચે પડીયો, રથ એનો ઉપાડી લેઇ, પોતે આકાશ ચડીયો. ॥ ૬ ॥ ગગને જૈને કરી ગરજના, ભુંડી વાત ભંડાવું, કરણ કાકા દરીયામાં નાંખી, કાકીને રંડાવું. ॥ ૭ ॥ સાંભળી કરણ થરથર ધ્રુજ્યો, યુદ્ધ ભલેરૂ મચીયું; ખરા રંગમાં ભંગ પડાવ્યો, ભુંડુ ગટોડગચીયુ; ॥૮॥ નીચે નાંખી દેશે મુને, નીકળી જાશે પ્રાણ; એવું જાણી હાથમાંથી, મુક્યાં ધનુશ ને બાણ. ॥ ૯ ॥ વાંકો વળીને મારવા માટે, કરણે ભાલો લીધો; માયાવીયે રથ ઉપાડી, વનમાં ફેંકી દીધો. ॥ ૧૦ ॥ હાડ કુટાયાં કરણ કેરાં, ધાટ ભલેરો વડીયો; ગગનથી ગટોડગછ પાછો, હાથી ઉપર પડીયો. ॥ ૧૧ ॥ દુરીયોધનની અંબાડીમાં, આવ્યો ભીમકુંવાર; છત્રપતીના બે ભુજ ઝાલી, છીનવી લીધાં અથીચાર. ॥ ૧૨ ॥ ગટોડગછે ઘોચળો ઝાલી, પાપીને નાંખ્યો હેઠો; રાતો તાતો થઇ માયાવી, રૂદીયા ઉપર બેઠો. ॥૧૩॥ એટલે બધી રાક્ષણીઓયે, જુલમ કીધો માહો; શકુની સૌથી પેહેલો સમજ્યો, જીવ લેઇને નાઠો. ॥ ૧૪ ॥ એટલે નાઠા સકળ યોદ્ધા, દહીતોયે કીધો કેહેર; ગટોડગછ કહે દુષ્ટ કાકા, તુજને મારૂ ઠેર. ॥ ૧૫ ॥ તવ દુર્યોધને હાથ જોડ્યા, તુજને લાગુ પાય; લખમણને પણવું હશે તો, પણશે એની માય. ॥ ૧૬ ॥ એ ભાઇ જીવતદાન દે મુને, ઉગરૂં તુજ પરતાપ; એવો કુમતી ગરજ વેળા, ગધેરને કહે બાપ. ॥ ૧૭ ॥ તે અનુભવ નથી માયાવીને, એણે કર્યો વિચાર; કાકો થઈ આવું બોલે છે, મારૂં તે ધીક્કાર. ॥ ૧૮ ॥ એવું સમજી ઉઠી ગયો કે, નાઠો દુરીયોધન; રાક્ષસ રાક્ષણી લોપ કીધાં, વરકોદરને તન. ॥ ૧૯ ॥ આવી બેઠો રથને વીશે, અભેમન્યુની સાથ; સારથી પદથી ગ્રહણ કીધા, ઘોડાના હઠોડા હાથ. ॥ ૨૦ ॥ અભીમન્યુ તવ આનંદ પામ્યો, બોલ્યો મામા પ્રત્યે; જુઓ મામા કન્યા

લીધી, ક્ષત્રીયોની ગત્યે. ॥ ૨૧ ॥ એવું સાંભળી બળદેવજીયે, હળમુશળ ધર્યું હાથ; એટલે ચક્ર ચાક ચઢાવ્યું, પોતે દીનાનાથ. ॥ ૨૨ ॥ એટલે બોલ્યા ભીસ્મપીતા, વીચારી આયુધ ધરજો; અમારે તમારે લડાઇ થાશે, સમજીને કામ કરજો. ॥ ૨૩ ॥ બળભદ્ર કહે આ શું બોલો, અવળો ઉમંગ કેમ ધારો; ભીશ્મ કહે મારવા નવ દેયે, છે છોકરો અમારો. ॥ ૨૪ ॥ એમ કહીને આયુધ લીધાં, બળદેવ બોલ્યા એમ; કૃષ્ણ વીરા તમે હાંમને જોજો, કરે ફાવે જેમ તેમ. ॥ ૨૫ ॥ બે છોકરાંને હું મારૂછું, જણવો તમે હાંશ રીસ; પ્રભુ કહે હું તો ચક્ર મુકુંછું, છેદવા જાદવ શીશ. ॥ ૨૬ ॥ હળધર કહે કેમ આડું બોલો, જાદવ આપણા રાંક; તેમને તું શા સારૂ મારે, શો છે એમનો વાંક. ॥ ૨૭ ॥ કૃષ્ણ પ્રભુ કહે વીરા મ્હારા, ન્યાય તણા પંથ સ્હાવો; શા સારૂ છોકરાઓને મારો, એમનો વાંક બતાવો. ॥ ૨૪ ॥ બળદેવજી કહે નજરે જુએ છે, ઓરે અસરણા સરણ; આપણે ઘેર ઉતપાત કરીને, કર્યું કન્યાનું હરણ. ॥ ૨૯ ॥ પ્રભુ કહે કે હરણ કીધું, તેમાં અનિતી શી કીધી; પેહેલો વીવા શીદ કર્યો તો, પોતાની કન્યા લીધી. ॥ ૩૦ ॥ એમની હતી ને એમણે લીધી, તેમાં શો એમનો વાંક; પોતાની કન્યા કેમ જવા દે, સહુને વ્હાલુ છે નાક. ॥ ૩૧ ॥ ભીસ્મે સાન કરી ગુરૂને, હવે ન ધરશો બીક; આપણ આપણે જોયા કરો, સળગ્યું ઘરમાં ઠીક. ॥ ૩૨ ॥ કૃષ્ણના શબ્દો બળદેવે સુણ્યા, બોલ્યા તું બંધવ મ્હારો; આ કેહેવાથી થાય છે નીસ્ચે, આ બધુ તું કરનારો. ॥ ૩૩ ॥ કૃષ્ણ કહે કે હું કરનારો, નહી મારવા દેઉ બાળ; બળદેવ કહે કપટ તારૂં, મેં ન જાણ્યું ગોપાળ. ॥ ૩૪ ॥ કહી હળમુશળ હેઠું પછાડી, રથ થકી ઉતરીયા; અભીમન્યુને પુછવા લાગ્યા, બળદેવજી ક્રોધ ભરીયા. ॥ ૩૫ ॥ બતાવ્ય છોકરા ક્યાં છે કન્યા, મોકલું નહી તુજ ઘેર; અભીમન્યું કહે જોઇતી નથી, નીસ્ચે ધારી છે પેર. ॥ ૩૬ ॥ અમારે અમારી કેવરાવવીતી, તે તો લીધો લાહાવો; અશોક બાગના ભોંયરામાંથી, સુખે પાછી લેઇ જાવો. ॥ ૩૭ ॥ એટલે ત્યાંથી બળદેવ ચાલ્યા, ભોંયરામાં ભડાકે; રાક્ષસ માયાવી ગટોડગજના, લોપ કર્યા લપડાકે. ॥ ૩૮ ॥ જઈ કન્યાને ખાંધે લીધી, બળદેવજી બહુ બળીયા; બડબડતાને કળકળતા એ, પોતાને ઘેર પળીયા. ॥ ૩૯ ॥ કૌરવ હારીને નાઠેલા, તે એક જગે મળીયા; તેમણે જાણ્યું બળદેવજી તો, કન્યા લેઇ ઘેર વળીયા. ॥ ૪૦ ॥ દુરીયોધન કહે મામા તમે હું, ત્રીજો દુરસાશન; ચોથો કરણ આપણ ચારે, જૈયે બળ ભોવન. ॥ ૪૧ ॥ સમ-

આવીને કન્યા લૈયે, થૈયે પછી વીદાય; નારીયો માત્રને રજા આપો, તે સહુ આગળ જાય. ॥ ૪૨ ॥ નારીયોને તવ વિદાય કીધી, કૌરવ ઉભા રહ્યા; કન્યા લેવા ચારે જણા, દ્વારામતીમાં ગયા. ॥ ૪૩ ॥ જૈ બળદેવની પાસે બેઠા, બોલ્યો દુરીયોધન; આપણા રંગમાં ભંગ કીધો, પાન્ડવોને તન. ॥ ૪૪ ॥ જ્યારે ને ત્યારે અમને નડે છે, વળી ગણાયછે રાંક; હળધારી તમે નજરે જોયું, જુઓ કોનો વાંક. ॥ ૪૫ ॥ કરમ એમનાં એ ભોગવશે, કરે છે અક્રમ અન્યા; અમે અમારે ઘેર લૈ જૈયે, લાવો સુરેખા કન્યા. ॥ ૪૬ ॥ બળદેવને તવ ક્રોધ વાપ્યો, શું તું બોલ્યો હરામી; એ કન્યા પરણી ચુકી છે. શું કરૂં બીજે સ્વામી. ॥ ૪૭ ॥ વીચાર વીના કેમ તું બોલ્યો, હળધરને ચઢી રીસ; લાવો શેવક ખડગ માહારૂં, છેદુ આનું શીશ. ॥ ૪૮ ॥ તવ ચારે જણ મુડીયો વાળી, નાઠા તેણી વાર; રથમાં બેશી નીકળી ગયા, દ્વારીકાં નગ્રની બ્હાર. ॥ ૪૯ ॥ મેદાનમાં પેલા સત્ય પુરૂશો છે, પાંચમા છે અવિનાશ; તે પાંચે જણે પાન્ડવ કેરા, પુત્રોને બોલાવ્યા પાસ. ॥ ૫૦ ॥ તવ ગટોડગછ અભેમન્યુ, આવીને પડીયા પાય; આશીશ દેઇને હાથ મુકયો, મુસ્તક ભીસ્મ પીતાય. ॥ ૫૧ ॥ મંદ હશીને ભીષ્મ પીતા, બોલ્યા મુખ વચન; તારી ક્રીયા જોઇ પ્રસન થયો, ઓ ભીમસેનના તન. ॥ ૫૨ ॥ ધન તારી માની કુખને ને, ધન ભીમ તારો બાપ; ગટોડગછ કહે દાદા તે સૌ, તમારો પરતાપ. ॥ ૫૩ ॥ દાદા કહે કે વેહેવાર વટમાં, ધરવી ન કોઇની ધાક; હાવી વધારવી શાબાશી, જાવા ન દેવું નાક. ॥ ૫૪ ॥ પછી કહ્યું અભીમન્યુને, ઓરે લાડકડા તન; વનમાંથી તુજ તાત આવતા સુધી, રેહેજે હેડંબા વન. ॥ ૫૫ ॥ કૌરવ લોકો છે બહુ કપટી, દગાથી મારે ઠેર; માટે ગડોડગછ અભેમન્યુને, રાખજે તારે ઘેર. ॥ ૫૬ ॥ માયાવી કહે ઓરે દાદા, મા દીકરો બે રેહેશે; રાખજો સંભાળ કુન્તાજીની, વીદુરનું ઘેર સેહેશે. ॥ ૫૭ ॥ ભીસ્મ પીતા કહે કુન્તાજીની, ચીંતા ન ધરશો મન; નીરભયપણે તમે રેહેજો, ઓરે મ્હારા તન. ॥ ૫૮ ॥ તવ બે પુત્રો પાયે પડીયા, રાજી થયા જુગધીશ; સત્ય પુરૂશોયેને કૃષ્ણ પ્રભુએ, હાથજ મુકયા શીશ. ॥ ૫૯ ॥ વળણઃ ॥ કર શીશ મુકી બોલીયા, પોતે ભીશ્મપીતાય; જાવો તમે બેઉ દીકરા, થૈયે અમે વિદાય.

## કડવું ૪૯ મું. ॥ રાગ ચોપાઇ.

બોલ્યા વૈશમપાયે વચન, સુણ પરીક્ષત કેરા તન; સત્ય પુરૂશોયે

રથ હકાર્યા, કૃષ્ણ પ્રભુ દ્વારીકાં પધાર્યા. ॥ ૧ ॥ સત્યવાદી ચારે જણ પળીયા, જઈ કૌરવદળને મળીયા; એવે પાન્ડવના સુત બળીયા, હેડંબાવન જાવા વળીયા. ॥ ૨ ॥ ગયા આધા એક જોજન, બોલ્યો ગટોડગછ વચન; ભાઇ હાંઇ રહો થોડીવાર, રસ્તે કરી આવું ખેલ લગાર. ॥ ૩ ॥ એવુ કહીને તતપર થયો, જાય કૌરવ જુવતી ત્યાં ગયો; એનો બળવંત માયાવી ભુપ; એણે લીધું દુર્યોધનરૂપ. ॥ ૪ ॥ બીજા બનાવ્યા નવાણુ ભાઇ; તેતો સરવે ત્યાં આવ્યા ધાઇ; સાથે કીધા છ કારભારી, આવ્યા કૌરવ કેરી જ્યાં નારી. ॥ ૫ ॥ એવે ભાણુમતી પુછે એમ, કહો કન્યાનું કર્યું કેમ; બોલ્યો દુરીયોધન મુખવાણી, તું તો નીરભાગણી છે રાણી. ॥ ૬ ॥ રાંડો તમારા પગને પ્રતાપ, સહુને ઉપજીયો સંતાપ; સુણી બોલી સરવે નારી, તમો પન્ડે નીરભાગી ભારી. ॥ ૭ ॥ સુણી પુરૂશો ક્રોધભેર ચાલ્યા, પોતાની સ્રીયોના કેશ ઝાલ્યા. ॥ ૮ ॥ ગાળો દેતા દેવા માંડયો માર; ગડદા પાટું ઢીંચણનો માહાર; કીધો માયાવીયે કાળો કેહેર; લીધું ધ્રપતી માતાનું વ્હેર. ॥ ૯ ॥ સહુ નારીને હાથ બતાવ્યા, એવે કૌરવ સરવે આવ્યા; બુમો સાંભળી પ્રગટયો કોપ, તવ થયો ગટોડગછ લોપ ॥ ૧૦ ॥ ત્યારે કૌરવો આવીને પુછે, તમો રડો તે કારણ શું છે; વળી પુછવા લાગ્યો ભુપાળ; કહે રાણી તમારૂ કપાળ. ॥ ૧૧ ॥ અમને મારીને થયા અજાણ્યા, તમે સપુત છો તે નાણ્યા; જોયું સત્ય પુરૂશોયે દુખ, લાગ્યા હસવા વસ્ત્ર દેઇ મુખ. ॥ ૧૨ ॥ એવે બોલ્યો દુરીયોધન એમ, કહો મામા થયેલું આ કેમ; બોલ્યો શકુની મામો તે ઠામ, આતો ગટોડગછીયાનું કામ. ॥ ૧૩ જેવો ગટોડગછ લોપ થયો, તેવો હસ્તીનાપુરમાં ગયો; જ્યાં બેઠો ધત્રાષ્ટર ભુપ, ત્યાં તે આવ્યો શકુનીને રૂપ. ॥ ૧૪ ॥ બોલ્યા અંધ તણા છડીદાર, આવ્યા શકુની લેજો જુહાર; તવ બોલ્યો આંધળો એમ, આવો શકુની કોહો થયું કેમ. ॥ ૧૫ ॥ કેમ કેટલે રહી છે જાન, કહો ક્યાં ગયા સૌ સંતાન; તવ બોલ્યો માયાવી ભુપ, સુધ્ય શકુનીને સ્વરૂપ. ॥ ૧૬ ॥ આંસુ પાડી લેલાટ કર દીધા, રડી અશુભ સમાચાર કીધા; આવ્યા દ્વારીકાં પાન્ડવ તન, એક ગટોડગછ અભેમન. ॥ ૧૭ ॥ એતો બેઉ જણે વાળ્યો ધાણ, લીધા સકળ જાનના પ્રાણ; બેઉ બાળકે વાળ્યો છેક, રાખ્યું નહી જીવતું કોઇ એક. ॥ ૧૮ ॥ બાળ બચ્ચાં નર ને નારી, એકે એકને નાંખ્યાં મારી; રહ્યો જીવતો હું એક આપ, તે તો તમારે પુન્ય પરતાપ. ॥ ૧૯ ॥ બેઉ પાન્ડવ કેરા તન, એક એવું બોલ્યો વચન; કરશું હસ્તીનાપુર સેલ, સોયે ભાઇના ભોગવશું મેહેલ. ॥ ૨૦ ॥

એવું સાંભળી પ્રગટી રીસ, કુટયું ધ્રત્રાષ્ટરે શીશ; અરેરે કાઢચો મ્હારો વંશ, મ્હેલ ભોગવે તે મને દ્વંશ. ॥ ૨૧ ॥ આપી આંધળાયે આગનાય, લક્ષ શેવક થાવે વીદાય; એક ઝપાટે દૈવત દાખો, સોયે મેહેલ છે તે તોડી નાંખો. ॥ ૨૨ ॥ તવ કીધું શેવકોયે કેવું, એક સપાટે હાથેળી જેવું; શકુની આટો અવળો થયો, લોપ થૈ ભાઈ પાસે ગયો. ॥ ૨૩ ॥ જઈ અભીમન્યુને મળીયો, બેઠા રથ હાંકવાને બળીયો; વાતો કરતા ચાલ્યા બે વીર, હસે રમે ગુણ ગંભીર. ॥ ૨૪ ॥ એવે હસ્તીનાપુર ગઈ જાન, તેણે દીઠું મ્હોટું મેદાન; જાણ્યું મેહેલ પાડયા તે શું છે, જઈ ધ્રત્રાષ્ટરને પુછે. ॥ ૨૫ ॥ પુછ્યું ધ્રત્રાષ્ટરને એમ, તાતજી આમ કીધું કેમ; બોલ્યો ધ્રત્રાષ્ટર મુખમાંથી, તમે મુએલા આવ્યા કયાંથી. ॥ ૨૬ ॥ બોલ્યો દુરીયોધન એ તાત, એવી બુરી કોણે કહી વાત; બોલ્યો આંધળો તેણી વાર, કહ્યા તુજ મામે સમાચાર. ॥ ૨૭ ॥ બોલ્યો શકુની ન જાણું વાત, હું તો આવ્યો જાનૈયાની સાથ, મારા જેવું ધરીને રૂપ, કહી ગયેલો માયાવી ભુપ. ॥ ૨૮ ॥ ભીમના નંદનનું કામ, એનું ગટોડગછ છે નામ; બોલ્યો દુરીયોધન તે વાર, કહ્યા તાતને સૌ સમાચાર. ॥ ૨૯ ॥ હજી પાન્ડવ તો બહુ સારા, પણ પુત્રો થયા બે નઠારા, તેમાં અભીમન્યુ તો ઠીક, ઘણી ગટોડગછની બીક. ॥ ૩૦ ॥ એમ વાતો કરીને રહ્યા, પેલા બેઉ ભાઈ ગેર ગયા; ચાલી આવ્યા હેડંબાવન, પેઠા સોતનણને ભોવન. ॥ ૩૧ ॥ જયાં બેઠી છે હેડંબાય, અભેમાન જઈ પડયો પાય; પછી સુભદ્રા માતાને નમીયો, સૌના મનનો સંતાપ સમીયો. ॥ ૩૨ ॥ પુછ્યા શુભદ્રાએ સમાચાર, કહ્યા અરજુનને કુંવાર; માતા કન્યાનો રેહેત અદ્દાપ, પણ પરણ્યો ભાઇને પ્રતાપ. ॥ ૩૩ ॥ બોલ્યો માયાવી પ્રભુ પ્રતાપે, ભાઈ પરણ્યો છે એને આપે; એક એકના કીધા વીખાણ, રહ્યા હેડંબાવન બળવાન. ॥ ૩૪ ॥ હસ્તીના પુર વીદુર ઘેર, કહી ભીસ્મે કુન્તાને પેર; રહ્યાં સુખ રૂપ ત્યાં કુન્તાય, પાન્ડવો છે દ્રીવીત વનમાંય. ॥ ૩૫ ॥ જીત પામ્યા પાન્ડવ તન, કરી સહાયતા જુગજીવન; પોતાના ભકતના સુત કાજ, કીધી ખટપટ શ્રી માહારાજ. ॥ ૩૬ ॥ જેનાં માતપીતા શેવે હરી, તેનો પરીવાર બેસે ઠરી; કરે ભકતના પુત્રને સાહાય, એવો ભજન તણો મહીમાય. ॥ ૩૭ ॥ વળણ: ॥ મહીમા મોટો ભજનનો, પુરે મનના કોડ; કહે વલ્લભ સોતા સહુ, બોલો જે જે શ્રી રણછોડ. ॥

સુરેખા હર્ણ સમાપ્ત. ☞ અમદાવાદ "વિજય પ્રવર્ત્તક" પ્રેસ.

# જાહેર ખબર.

સર્વે સદ્‌ગૃહસ્થોને ખબર આપવામાં આવે છે કે આ ઘણું રસીક સુરેખા હરણ વ્યાસજી વલ્લભરામ સુરજરામનું રચેલું છે. તેવુંજ ડાંકવાખ્યાન મચ્છવેધન કથા અભિમાનનો ચક્રાવો સુધનવાખ્યાન ચંદ્રહાસ સ્વર્ગારોહીણી વગેરે નાનાં નાનાં પુસ્તકો ભારથમાંથી જુદા બહાર પાડવામાં આવેલાં છે તથા ભારતની કથા અઢારે પર્વની વ્યાસ વલ્લભરામ સુરજરામ પાસે રચાવી લીધી છે તે પણ છપાઇને થોડા દીવસમાં બહાર પડશે માટે જેણે આ પુસ્તકો રાખવાની ખાયસ હોય તેણે અમારી દુકાનેથી એટલે શા. મગનલાલ દેવચંદ તથા ફકીરચંદ કીલાચંદ તથા મગનલાલ વરજભુખણ તથા લલુ અમુલખ વગેરે બુકસેલરો પાસેથી મળશે. ને આ ભારથ ઘણુંજ રશીક આશરે ૧૨૦૦ પૃષ્ટનું છે. તો પણ તેની જુજ કીમ્મત રાખેલી છે.

શા. મગનલાલ વરજભુખણ સહી.

## કાયદા સંબંધી પુસ્તકો.

પેનલકોડ સને ૧૮૬૦નો ૪૫મો.
સાદો.
પેનલકોડ ટીકાના.
પેનલકોડ ટીકાનો હાશીઆના ખાના શુધાં.
મુસલમાની શરે.
મુદતનો સને ૧૮૭૭–નો૧૫ટીકાનો.
વહેવાર મયુખ ટીકાનો.
વેહેવાર અધ્યાય મીતાક્ષરા યાગનવલ્કસમૃતી.
ક્રીમીનલ ટીકાનો સને ૧૮૮૨નો ૧૦ સુધારેલો.
ક્રીમીનલ પ્રોશીજર મોટો ટીકાનો સાંકળચંદ વેરાનો કરેલો.
અપરાધ બોધક કરારનો આકટ ટીકાનો સને ૧૮૭૨–૯.
પુરાવનો સને ૧૮૭૨–૧ ટીકાનો હીંદુસાસ્ત્ર ગોવીંદલાલ બાલાજી કરત.
હીંદુસાસ્ત્ર ટેલર કરત.
રજીસ્ટરનો સન ૧૮૭૭–૩
દીવાની ટીકાનો.
ડીપાર્ટમેંટ પરીક્ષાનું પુસ્તક રુલવાળું.
ડીપાર્ટમેંટ રુલ વગરનું.
રેવન્યું સન ૧૮૭૯–૫
સને ૧૮૭૯–૫ રુલ સાથે.
રુલ સને ૧૮૭૯–૫ ની ભરેલી.
કોરટ ફી સને ૧૮૭૦–૭
વીશેશ ન્યાયનો સન ૧૮૭૭–૧
ડીસ્ત્રીકટ પોલીસ.
સને ૧૮૯૦–૪ નવો.
મુનશીપાલ આકટ સાદો.
સને ૧૮૮૩–૬–ને ૮૪–૨
મ્યુનીશીપાલ આકટ ટીકાનો.
સ્ટાંપ આકટ સન ૧૮૭૯–૧
લોકડ ફંડનો સન ૧૮૮૪–૧
દીવાની ટીકાનો સુધારો.
સન ૧૮૮૮–૬–૭–૧૦
રેલનો આકટ સને ૧૮૯૦–૯
તાલુકદારી સને ૧૮૮૬–૬ આકટ.
મતાદાર સને ૧૮૮૭–૬
હથીયારનો સને ૧૮૭૮–૧૧
ગામ પોલીસ સન ૧૮૬૭–૮
અફીણનો સને ૧૭૭૮–૧
વારસા સરટીફીકટનો સન ૧૮૮૯–૭
સન ૧૮૬૫–૧૧
પરહદના ગુના સંબંધી સન ૧૮૭૯–૨૧
મુંબાઈ ઇલાકાની કોરટને વાસ્તે.
સન ૧૮૬૯–૧૪
સોગન આપવા બાબતનો શન ૧૮૭૩–૧૦.

સન ૧૮૭૪-૮ નીરક્ષિદયોગી ભટકતા ઇ ચેઝેજે
ફટકાનો સન ૧૮૬૪-૬.
ઢોરનો સન ૧૮૭૧-૧.
દારૂનો સન ૧૮૭૮-૬.
ગીરાનો સન ૧૮૮૨-૧૨.
ગુજરાતી રાજના કોલ કરાર.
પ્રમાણ શાસ્ત્ર.
ફોજદારી ફેંસલા ચાર ઇલાકાના. મુંબાઇ, કલકતા, મધરાસ, અલ્હાબાદના સન ૧૮૭૨ થી તે ૮૧ સુધી.
દીવાની સંગ્રહ.
ઇન્ડીયન લા રીપોર્ટસ.
પુસ્તક પહેલું ગોવનલાલ બાલાજી દીવાની ફેંસલાનો સાર.
વરજલાલ સાંકરલાલ.
સુડાબોતેરી મોટી સારી ॥ઃ॥
સુડાબોતેરી હલકા કાગળની ॥=
ભારતસાર માણુ ગોળાવાળાને સારૂં વ્યાસ વલભરામ સુરજરામનું બનાવેલું.
લવકુશ આખ્યાન.
બબરૂવાહન.
ગંદોપાઠ સટીક.
વલભ કૃત કાવ્ય પહેલું.
બાલામજીની વારતા.
પુજાસંગ્રહ.
નળ દમયંતી નાટક.
પ્રલાદ નાટક.
લીલાવતીના રાસ.
શીપાલના રાસ.
ગુલબંકાવળી નાટક.
વનરાજ ચાવડા નાટક.
પંચદંડની વારતા.
ઓખાહરણ મોટું રેવાશંકર કૃત.
મહીમન મુલ.
દયારામ કૃત.
રેવાશંકર કૃત કાવ્ય.
રેવાશંકર કૃત એકાદશી.
ઝેદેર-ડંખ નિવારણ.
સુમતીવીલાસ લીલાવતી.
છરાગની ઓછવ પદમાળા.
ગુલાબની વારતા.
દીવાળી લઘુચંદ.
સ્થુળી ભદ્રનાં ગાયનો.
ગુજરાતના નકશા.
મુંબાઈ ઇલાકાના નકશા.
હિંદુસ્તાનના નકશા.
પ્રબોધ કાવ્યદોહન.
જોતીશ વિદુરશુધણ.
જીરણ ધનને ધાલણુશા.
ગોતમ અહલ્યા સતી નાટક.
મોતીચંદને મણી વહુનું નાટક.
નવીન સુંદર સ્ત્રીમનોહર ગરબાવળી બીજી આવૃતિ.
શીવ પુરાણ ટીકાનું
દયારામકૃત.
ગોપાળ ગીતા.
સંકુતલા નાટક મુંબાઇનું
બાલા મંજીરી.
આદીત હૃદય.
તુલશી વીવા.
શીવ મહીમા નાટક.
સબદ સીધાંત.

## વૈશ્નવ ધરમની ચોપડીઓ.

| | |
|---|---|
| વલભાખ્યાન મુલ પુરૂષ. | ૦-૧-૬ |
| ચોરાશી વૈશ્નવ. | ૦-૮-૦ |
| સીધાંત મુક્તાવલી. | ૦-૨-૦ |
| ધોળપદ. | ૦-૪-૦ |
| ભજન ચીંતામણી. | ૦-૪-૦ |
| ગીરધરતકૃ રામાયણ. | |
| તુળસીકરત રામાયણ. | |
| કાવ્યદોહન ભાગ ૩ પાનાં ૪૦૦ રૂ | ૧-૦-૦ |